લેખક અને પ્રકાશક તરફથી જ્ઞાતિબંધુઓને ભેટ

# सेवकगोत्रादि दीपिका


લેખક અને પ્રકાશક

**વૈદ્ય ત્રિકમજી હરિરામ રાસ્તે**

(કચ્છ-ભૂજપુર)



વિક્રમાર્ક ૧૯૮૧ — ઈ સ ૧૯૨૫

આવૃત્તિ પહેલી — પ્રત ૨૫૦


મૂલ્ય

વાચન ! મનન !! નિદિધ્યાસન !!!

# અર્પણ પત્રિકા

સૃષ્ટિની આદિમા વેદસ્વરૂપ રત્નતુલ્ય મહાપુરૂષોને ઉત્પન્ન કરી રત્નગર્ભાનો બિરૂદ ધરાવનારી, ઓ વિપ્ર જ્ઞાતિ દેવિ ? ઋષિઓ અને મહર્ષિઓને જગતપર મોકલાવી, વિશ્વનો ઉદ્ધાર કરનારી, ઓ, બ્રાહ્મણ જ્ઞાતિ–જનનિ ? રાજાઓ અને મહારાજાઓ પર મંડળેશ્વરો અને સમ્રાટોપર ક્ષત્રિય વૈશ્ય અને શુદ્રોપર શાસન કરી, ધર્મ પ્રવર્તાવનારી, ઓ વિપ્રવર્યા માત ! આજે આ અલ્પ બાળ તારા ચરણમા શુ અર્પિ શકે ? શુ ગુણ ગાઇ શકે ? અંજનગીરિ સમાન શાહીનો ઢગલો હોય સમુદ્ર પોતે ખડીઆ રૂપ બને અને બધાએ કલ્પ વૃક્ષો લેખિનીનુ કાર્ય કરે સમગ્ર ભૂમંડળ કાગળ સ્વરૂપ બનવા તૈયારી બતાવે અને અનંતકાળ પર્યંત સરસ્વતિ પોતેજ લેખિકાનુ કાર્ય બજાવે તોપણ ઓ પવિત્ર વિપ્રજ્ઞાતિજનનિ ? તારા અનંત ગુણોનુ આલેખન કેમ થઇ શકે ?

બાળક આભલામા રહેલા ચંદ્ર બિંબને પકડવાની ધૃષ્ટતા કરે પંગુ કલ્પવૃક્ષનુ ફળ લેવા ઇચ્છે વિના ત્રાપે નિર્યામક મહાસમુદ્ર તરી જવા ચાહે તેમ–ઓ જ્ઞાતિ દેવિ ! તારા ગુણ–ગ્રામ કરવાનો આ અલ્પ પણ સ્તુત્ય પ્રયત્ન છે

જ્ઞાન, કર્મ, અને ઉપાસનાવડે વિક્ષેપ મલ અને આવરણને છિન્ન ભિન્ન કરી પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થનાર બૌદ્ધાદિક દર્શનોમા રહેનાર પાખંડોનુ નિરસન કરનાર ઉપાસના અને કર્મના ઓઠા તળે નભી રહેનાર પાખંડીઓને જડમૂળથી–ઉન્મુલન કરનાર ભગવાનશ્રી

આદ્ય શંકરાચાર્યને ઉત્પન્ન કરનારી એ ત્વી સ્વરૂપિણી દ્રાવિડ જ્ઞાતિ દેવિ ! તને હું શું શું અર્પું

તારા સ્મરણ માત્રથી–તારા મહાતનુજોના ઉચ્ચ આદર્શોથી અને તારી સ્મરણ વિભુતિઓથીજ અસંખ્ય મનુષ્યો વિશુદ્ધાત્મા બન્યા પણ ઓ જ્ઞાતિ દેવિ ? આજે ક્યા એ તારા તનુજો ? ક્યા એ તારી વિદ્યા ? ક્યા એ તારૂં શૌર્ય ? એકવીશ એકવીશ વાર નક્ષત્રિય પૃથ્વિ કરનાર ભગવાન પરશુરામને જન્માવનારી ઓ, માતા ! ક્યા એ તારી દિગંત વ્યાપી, શૌર્ય કીર્તિ ! માત્ર વર્ણોપર ગુરૂ તરીકેનો બિરૂદ ધરાવનારી–ઓ પૂનિત માતા ! તારાપર વળી, કરાલ કાળની અસર ! કેમ, નહોય જગન્નિયતાના ક્રમથી કોઈ બચ્યું છે ?

આર્ય ભૂમિમા અનેક ઉત્ક્રાંતિઓને ક્રાન્તિઓ થઈ અને તેની અસર તારાપર પણ થઈ, એકજ વિપ્ર મહાસમાજને ધરાવનારી ૧ સારસ્વત ૨ કર્ણકુબ્જ ૩ ગોડ ૪ મૈથિલ ૫ ઉત્કલ એ વધ્ય પર્વતથી ઉત્તરે રહેનાર પાચ અને ૧ દ્રાવિડ ૨ આંદ્ર ૩ કરનાટકિય ૪ મહારાષ્ટ્રિય ૫ અને ગુર્જર એ વધ્યથી દક્ષિણે રહેનાર એમ તું દશ વિભાગમા વિભક્ત થઈ અને પછી તો તારા વિભાગો પેટા વિભાગોના પાર પણ ક્યા છે ! આજે તું ચોર્યાશી–ચોર્યાશી–જ્ઞાતિઓને ધરાવનારી ઓ, જ્ઞાતિ દેવિ ! છતાએ તને આક્રંદ કરવું પડે છે કાળના ઝપાટાની સાથે તારા તનુજો આખા આર્યાવર્તમા એકથી બીજે ઠેકાણે ભટક્યા અને ખુશ ફર્યા આ ભૂમિવિનીમયથી જ્ઞાતિઓના મળ નિષ્ક્રમણ સ્થાનો પણ શોધવા મહાદુર્લભ છે અને કેમ શોધાય ! આજે તારા પનોતા પુત્રોને શાખા ગોત્ર, અવટંક પ્રવર, વેદ, ગણપતિ, ભૈરવ, મહાદેવ અને ગોત્રદેવી–કેજે જ્ઞાતિઓના મૂળ

ઉદ્ભવને જાણી લેવાના ઉચ્ચતમ સાધનો છે ગૌરવને પ્રતિષ્ઠાને ટકાવી રાખવાના પ્રોત્સાહન છે તેનુ એને કયા ભાન છે અને એટલેથીજ એ માતા આ પારાયણુ અટકતુ નથી ગાયત્રી સધ્યાવદન વગેરે ષટકર્મનુ પણ ભાન તારા તનુજો ' શુ નથી ભુલ્યા ' કેની શુ લખુ શુ કહુ અને લખવા કે કહેવાથી તારા તનુજોનુ શ્રેય થાતુ હોય તે તરફ તારા પુત્રો વળતા હોય તો તેમ થવા આ પ્રયત્ન છે

દ્રાવિડ જ્ઞાતિના અનેક વિભાગો પૈકી સેવક વિપ્ર વિભાગ કે જે સેવક જ્ઞાતિનો હુ અલ્પ તનુજ છુ તેની કથની કહુ ' વિક્રમની બીજી શતાબ્દિનો સમય હતો વધ્યના દક્ષિણ વિભાગમા કાળે વિકરાળ સ્વરૂપ ધર્યો અને દેવી એ વખતે તારા તનુજો એ ભુદેવો ઉદર નિવાહાર્થે ઇશ્વરનુ શરણ લઇ તુર્તીકારીન નગરથી નીકળી પડયા અને આજીવિકા અને આશ્રયને શોધતા છેક ઉત્તરમા શ્રીરંગ પટ્ટણ આવ્યા અને ત્યાના વાસતવ્ય જનોએ આશ્રય આપ્યો ત્યાના ઘોકો ભગવાનશ્રી ઠાકોરજી ( બાલાજી ) ની પુજા અર્ચા કરતા હોવાથી અને તે દ્વારાએ જીવન નિર્વાહ ચલાવતા હોવાથી ત્યા આવનારાઓ દ્રાવિડો પણ પુજારી-સેવક-એ ઉપનામથી ઓળખાયા અને ત્યા લગભગ ૧૧ વષ અને ૬ માસ જેટલો સમય રહી જાણે ત્યાનાજ વસનારા હોય એવા થઇ પડયા

વિશુદ્ધ-કર્મ, અને જ્ઞાનથી પોતાની મહતા જમાવી લીધી અને તેથી આગતુકો છતા પૂર્વ રહેનારાઓથી વધારે પ્રતિષ્ઠિત બન્યા પણ ત્યા તો કળિયુગ હતો એટલે એ પ્રતિષ્ઠા એ, મહત્તા, અને એ ગૌરવ પ્રત્યે હમેશના રહેનારાઓ અસહિષ્ણુ બન્યા અને પોતાના સંપથી લાગવગ અને બળથી આશ્રિતોને હાકી કાઢયા

ભગવાનશ્રી કૃષ્ણચન્દ્રના પુજારી અને સેવક થવામા લગભગ ૧૨ વર્ષો જેણે વીતાડયા તેને એ ઉપનામ છોડવુ કેમ ગમે ? બસ અહિથીજ સેવક જ્ઞાતિની શરૂઆત થાય છે એ સેવક ઉપનામમા ગૌરવ સમજનાર એ દાક્ષિણાત્ય વિપ્રો દ્રાવિડ વિપ્રો વિશ્વભરમા વિશ્વાસ રાખી ત્યાથી આગળ વધ્યા પછી કોકણમા આવ્યા અને ત્યા ભિન્ન ભિન્ન સ્થળોએ ગયા કેટલાક ત્યાથી ગુજરાતમા આવી તપોધન નામની એક બ્રાહ્મણ જ્ઞાતિમા ભળી ગયા અને છેવટે લગભગ ૨૦ કુટુબો ૫૬રમી શતાબ્દિમા ઓખા પ્રાન્તમા દ્વારિકા શહેરમા આવી વસ્યા શ્રીરગપટ્ટણમા ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રની સેવાનો જે ધ્યાન મત્ર શીખેના તે બળવાન સસ્કારોની પ્રેરણાથી અહિંપણ શ્રી રણછોડરાયજીના પુજારીઓનો મહકાર મેળવી ત્યાપણ એજ પુનિત સેવાકૃત્યમા નિયુક્ત થયા અને ત્યાથી પુજારી * સેવક, એ ઉપ-

---

નોટ— સેવક એ શબ્દમાત્રથી કેટલાક સુજ્ઞભાઇઓ પણ, ગેર સમજમા રહી કચ્છમા આવેલ સેવક ભાઇઓને અન્યાય આપવા પ્રેરાય છે જો કે તેમ કરવાનો એ ભાઇઓનો ઇરાદો તો નહિં જ હોય પણ એ ગેર ઇનસાફ આપવાના કેટલાક કાલ્પનિક કારણો છે અને તે એ છે કે વધ્યના દક્ષિણ ભાગમાથી તુતી કોરીન નગરથી આવેલ દ્રાવિડો દ્વારિકા શહેરમા આવ્યા તે પહેલા દ્વારિકામાથી ઠાકોરજીના પુજારીઓ જે રહેતા તે ત્યાગીઓ હતા સ્ત્રીસમાજ તેને અસ્વીકૃત હતો અને તેમ હોવાથી સાધુ, ત્યાગી, વૈરાગી, કે બાવા એવા એવા નામોથી ઓળખાતા હવે પહેલા દાક્ષિણાત્ય દ્રાવિડ બ્રાહ્મણો ઉપર કહી આવ્યા તેમ તુતીકોરીન નગર શ્રીરગપટ્ટણ, મહારાષ્ટ્ર અને ગુજરાત વગેરે અનેક સ્થળોનુ પરિભ્રમણ કરી

નામને ચિરસ્થાઇ બનાવ્યુ અને દ્રાવિડ ને બદલે સેવક એ ઉપનામથી મજબુત પણે ઓળખાવા લાગ્યા સેવક એ એક બીજો વિભાગ છે એવી ખોટી શકાનુ નિવારણુ કરવા આ ઇતિહાસ બસ થશે ત્યાથી એ સેવકો શ્રી ઠાકોરજીની ભેટ ઉવરાવવા, અવાર નવાર કચ્છમા આવવા લાગ્યા કચ્છ પ્રદેશની મૃદુતા રસાલતા અને એવા અનેક કચ્છ ભૂમિના મધુર ગુણોપર મુગ્ધ બની દ્વારિકા નગરમા આવેલા અઢાર કટુબો કચ્છમા પ દરમી સદીના અતમા સવત ૧૪૯૫ લગીમા ક્રમ સહ આવી વસ્યા અને ત્યાર પછી કચ્છને પોતાની જન્મ

---

પોતાના સ્ત્રી, કુટુબ બાળબચ્ચા સહીત દ્વારિકા શહેરમા આવી વસ્યા શ્રીરગપટ્ટણમા ભગવાનશ્રી કૃષ્ણચદ્રની સેવા કરી તેઓએ સેવક ઉપનામ ધારણ કર્યુ હતુ છતા તેઓ ગૃહસ્થજ હતા અહિ ( દ્વારિકા ) ત્યાગી સેવકોના સહકારી મન્યા ખરા પણ તેથી ગૃહસ્થ મટી ત્યાગી, એમ ન બન્યુ પ્રથમના પુજારીઓના આશ્રિતો બન્યા અને પુજાનુ કાર્ય પ્રથમથીજ અભ્યસ્થ હોઈ તેમા અહિં પણ જોડાઈ ગયા અને બન્ને સેવકો તરીકે ઓળખાવા લાગ્યા છતા દાક્ષિણાત્ય, દ્રાવિડો ગૃહસ્થ સેવકો હતા અને દ્વારિકા શહેરના મૂળ પૂજારીઓ ત્યાગીઓ હતા આ દાક્ષિણાત્ય તેઓ સદીઓ પહેલા ગૃહસ્થજ છે એનો ઈતિહાસ સેવક જ્ઞાતિના દશાદી ભાટના ચોપડાઓમાથી મળી આવે કે જેમાં તેનો માત્ર કાટુમ્બિક પરીવારનુ પુત્ર પુત્રીઓનુ અને સ્ત્રીઓ સુદ્ધાનુ વર્ણન મળી આવે છે અને એ ગૃહસ્થ સેવકોના લગભગ અઢાર કુટુબો કચ્છમા આવી વસ્યા આથી ગૃહસ્થ અને ત્યાગી વચ્ચેનો ભેદ સુજ્ઞપાઠકો સરલતાથી વિચારી સમજી શકશે **सुज्ञेषु किं बहुना।**

ભૂમિ બનાવી અને આજ પર્યત કચ્છમા એ અઢાર કુટુબો લગભગ ૨૦૦ ઘરના વિસ્તારમા ભિન્ન ભિન્ન ગામોમા વિસ્તરી રહ્યા છે

ઓ જ્ઞાતિ જનનિ? આ તારા સેવક સતાનોનો ઇતિહાસ છે અને એ સતાનો પણ ઉપર લખેલ નબળાઇઓથી ભરપુર છે દેવિ? તારૂ સ્મરણ તે ઉત્પન્ન કરેલા શાખા, ગોત્ર, અવટક વગેરે નવ બાબનોનુ એને જ્ઞાન ક્યા છે? તારા આ પ્રયત્નમા તારા આ આશિર્વાદ ઉતરે અને આ લઘુ પુસ્તકમા કરેલ નિર્દેશથી એ તારા સેવક સતાનો સુજ્ઞાન બને અને તેમ કરી ધર્માય કામમા તત્પર બની મોક્ષ તરફ પ્રયત્ન કરે દેવી, એવા આ તારા બાળતનુજનો પ્રયત્ન છે તેમા આશિર્વાદ આપ અને એ આશિષને ઇચ્છી એ માતા, જ્ઞાતિ દેવિ, પૂનિતજનનિ, આ લઘુ પુસ્તક તારા ચરણાવિંદમા સમર્પુ છુ

—ૐ शान्ति—

વિક્રમાર્ક ૧૯૮૧
ચૈત્ર સુદ ૫ રવિ

લેખક,
વૈદ્ય ત્રીકમજી હરિરામ ર.સ્તે
ભુજપૂર કચ્છ



# નિવેદન.

— ૦ —

ભગવાન પિનાકપાણીની સત્ કૃપાથી "સેવક ગોત્રાદી દિપીકા નામક આ લઘુ પુસ્તક આજે સમાપ્ત થાય છે દરેક અલ્પ કે મહત્ કાર્યની પરિ સમાપ્તિ કરતા મિત્રો અને સજ્જનોની થોડે કે ઘણે અંશે સહાય અને સહાનુભૂતિ લેવી પડે છે એ નિયમનો આ મારા કાર્યમા પણ અપવાદ નથી, એટલે એ સ્નેહીઓ અને સજ્જનોને આ સ્થળે યાદ ન કરૂ તો હુ ગુણદ્રોહી બનુ, સેવક જ્ઞાતિના દશોદિ ભાટ મોતીરામે જ્ઞાતિનો હજારથી વધારે વર્ષોનો ઇતિહાસ પુરો પાડ્યો

મુદ્રા નિવાસી સ્વર્ગસ્થ જોશી વલ્લભરામ નિર્ભયરામે સંસ્કૃત કૃતિને પોતાની વિદ્વતાથી સંશોધન કરી રમ્ય બનાવી

ભાઈ શંભુનાલ જગજીવન કોરડીઆ ફતેગટવાલાએ મુદ્રણ વ્યવસ્થા પ્રુફ સશોધન વગેરેમા સહાય કરી રાજનગર ( અમદાવાદ ) વિદ્યા શાળાના શાસ્ત્રી વલ્લુરામ લક્ષ્મીરામે સર્વ સંસ્કૃત ભાગ શોધી આપી મદદ કરી

ભુજપુરના ભાઈ આણદજી દેવજી સાહે પુસ્તકોના ભિન્ન ભિન્ન વિષયોપર સલાહ અને સૂચનાઓ આપી પુસ્તક સકલનામા સહાયક બન્યા

એ બધાનો હુ અંતઃકરણ પૂર્વક આભાર માનુ છુ. **शुभे यथाशक्ति यतनिय** એ નિયમાનુસાર મારો અલ્પ યત્ન મારા જ્ઞાતિ બંધુઓ સમજે તો મારા અલ્પ પ્રયાસનુ સાફલ્ય માનીશ **नहि कल्याण कृत कश्चित् दुर्गति तात गच्छति** એ ભગવાન શ્રી કૃષ્ણચંદ્રથી બોધાયલા સનાતન સત્યના દૃષ્ટિ બિન્દુથી જ્ઞાતિ ભાઈઓની કલ્યાણકારી પ્રવૃતિ તરફ અલ્પ પણ શુભાવહ યત્ન છે તે સફળ થવા પ્રભુના ચરણોમા પ્રાર્થતો—

વૈદ્ય ત્રીકમજી હરિરામ રાસ્તે.

વૈશાખ વદિ ૧ શનિ
સંવત ૧૯૮૧

ભુજપુર—કચ્છ
જય,-પિનાકપાણે



શ્રીયુત વધનાજ ત્રીકમજીભાઇ હરીનામ રાખ્તે



જન્મતિથિ-સંવત ૧૯ ⁄ ના માગણ વદિ ૫ બુધ ભુજપુર (કચ્છ)

# વિષયાનુક્રમ.

— ०()०:—

ॐ तत् सत् परमात्मने नमः

# ઉપોદ્ઘાત.

---

આ લઘુ પુસ્તક મારા જ્ઞાતિબંધુઓના હાથમા આપતા તે રચવાનો હેતુ અને પરિસ્થિતિથી જ્ઞાતિબંધુઓને વાકેફ કરવા પ્રયત્ન ન કરૂ તો તેના ઉદ્દેશમા રહેલા સાચા ખ્યાલથી જ્ઞાતિબંધુઓ અજ્ઞાત જ રહે, આથી તેના ઉદ્દેશનુ ગાભીર્ય સમજવા જ્ઞાતિબંધુઓને વિનતી કરી પ્રસ્તુત વિષયમા આગળ વધીશ

વૈદિક સમય અને આજના તુચ્છ સમયનો મુકાબલો કરાય ત્યારે હૃદયમાં બ્રાહ્મણત્વનો અશ હોય તો અંતઃકરણ દુ ખ અને નિરાશાથી દગ્ધ થયા વિના રહે નહિ એ એક જમાનો હતો કે જ્યારે વેદની શ્રુતિઓ ઋચાઓના આદેશ પ્રમાણે જીવનનૌકા ચલાવનાર મંત્ર દ્રષ્ટા અનેક બ્રહ્મર્ષિઓ હતા મહર્ષિ વશિષ્ઠ, વિશ્વામિત્ર, વાલ્મિકી અને વેદવ્યાસ જેવા પરમ તત્ત્વજ્ઞાનીઓ સમાજ નેતા હતા અને અત્યત વ્યવસ્થિત અને સુગઠિત વર્ણ વ્યવસ્થા હતી

આ જમાનામાં વિપ્ર, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર મનુષ્ય સમાજના પેટા વિભાગ હતા અને તેની તમામ જીવન વ્યવસ્થા કરવાનો ભાર તો બ્રહ્મર્ષિઓ પર જ હતો એ વખતનો બ્રાહ્મણ સમાજ અતિજ નિસ્પૃહી હોઇ રાજ્યોના રાજ્યની પણ દરકાર કે ઇચ્છા કર્યા વિના આશ્રમનિવાસ પસદ કરી એકાંત મનન અને

નિદિધ્યાસનના પરિણામે પૂર્વાશ્રમમાજ બ્રહ્મત્વ, બ્રહ્મચર્ય બળે સિદ્ધ કરી વેદ અને વેદાગમા પારગત થઇ ચારે સમાજનુ ગુરુપદ મેળવવા લાયકાત મેળવતો અને તેથીજ અતિ આદરણીય વાણીવડે કહેવાયુ છે કે **वर्णानाम् ब्राह्मणो गुरु** આ યોગ્ય બ્રહ્મ ગુરુઓ ક્ષત્રિયાદિ ત્રણ વર્ણપર કાબુ ધરાવતા. અને તેમના પર શાસન પણ ચલાવતા તે વખતના સમાજની શિક્ષણ વ્યવસ્થા રાજનૈતિક અને આર્થિક વગેરે તમામ વ્યવસ્થાઓ આ બ્રાહ્મણ સમાજ જ કરતો ક્ષત્રિય અને વૈશ્ય સમાજ પણ આ વિચારક સમાજને તન મન અને ધનના ભોગે પોષતો અને બલિષ્ઠ કરતો પણ એ જમાનો ગયો કાળના જવા સાથે પરિસ્થિતિ પણ બદલાઈ અને આજ તો નિરાશામાં ને નિરાશામા કહી જવાય છે કે **ते हि नो दिवसा गता** (તે દિવસો તો ગયા) વર્ણો, વર્ણવ્યવસ્થા, આશ્રમો આશ્રમવ્યવસ્થા, પૌર્વાત્ય સાહિત્ય અને તેમાના પુનિત ઉદ્દેશો, પરમ લક્ષ્ય અને તેના સાધકો બ્રહ્મત્વ અને બ્રાહ્મણો એ બધાએ પર કાળના જવાની સાથે વિકૃતિના પળો ચડયા ચારે વર્ણાશ્રમના અસખ્ય પેટા વિભાગો થયા અને તેને લીધે વર્ણવ્યવસ્થા, અતિ અનુચિત અને તુચ્છ બની કલેશ, અહંતા, અને તુચ્છતા વધી સસ્કૃતિના પરમ અનરિષ્ટરૂપ પરમર્ષિ પતંજલી, પાણીનિય, કુમારિલ ભટ્ટ અને ભગવાન શ્રી શંકરાચાર્ય જેવી મહાન અનેરી વિભૂતીઓ અને તેના મહાન ઉદ્દેશો પરપણ આ વિકૃતિનુ પડ અતીજ જામ્યુ અને અધ પતનનુ પારાયણ મડાયુ અને આજે તો કહેવુ શુ ? વર્ણાશ્રમ છેજ ક્યા ? એમ પૌર્વાત્ય સસ્કૃતિના નામ માત્રનેજ બથાવી બેઠેલ વર્ણાશ્રમ એના અધ પતનનુ પારાયણ કયા જઇને અટકશે એ વિચારજ બુદ્ધિને મુઝવાવી રહ્યો છે

આજનો બ્રાહ્મણસમાજ જાણે વર્ણત્રયનુ દામત્ય કરના નિર્માણ થયો હોય તેમ પોતાના પૌર્વાત્ય ગૌરવ, સસ્કૃતિ અને મહા પુરુષોને ભુલી જઈ વ્યક્તિત્વનુ ભાન ખોઇ બેઠો છે અને આજના એ ભુદેવોને પોતાના ગોત્ર શાખા અવટક (ઓડક) અને કુળાદિ ધાત્રી દેવી વગેરે આવશ્યકિય હકીકતોનુ, ક્રિયાકાંડનુ અને નિત્યકર્મનુ પણ ભાન હોતુ નથી. આથી વધારે શોચનિય શા ની? આ અધઃપતન બ્રાહ્મણ સમાજના પેટા વિભાગના સાક્ષર નેતાઓ મજબુત પ્રયત્ન કરી નહિ અટકાવે તો ક્યા જઈ પહોચશે એ કલ્પના પણ દુ ખ છે માટે સાક્ષર બ્રાહ્મણ બધુઓને મારૂ નમ્ર નિવેદન છે કે તેઓએ પોતાની વિદ્વતા, બુદ્ધિ અને તર્કશક્તિનો અવનતિને ખાળવા સર્વ પ્રયત્ન હરગીજ કરવા આટલુ પ્રાસગિક લખ્યા પછી પુસ્તક રચવાના મારા ઉદ્દેશ પર આવીશ

---

## પુસ્તક રચવાનો ઉદ્દેશ-

**પ્રિય જ્ઞાતિ-બધુ !**

આથી હુ એજ જણાવવા ઇચ્છુ છુ કે આ અધ પતનની અસર આપણી સેવક જ્ઞાતિપર પણ જરૂર થઈ છે આપણે પણ આપણા ગોત્રાદિકની માહિતી તરફ, ક્રિયાકાડ તરફ, અને નિત્ય કર્મ તરફ બે દરકાર છીએ એ વાતને હુ પુરવાર કરવા ઇચ્છુ છુ ૩૭ વર્ષની વાતપર સવત ૧૯૪૪ ની સાલમા કચ્છ ભુજપુર મુકામે આપણી સેવક જ્ઞાતિનુ ભવ્ય સમેલન થયેલ આ પ્રસગે કચ્છના જુદા જુદા ગામોમા વસી રહેલ જ્ઞાતિ બધુઓની ત્યા હાજરી હતી તેમા વિદ્યા-વિલાસી બધુઓ પણ હતા સમાજ છે એટલે ક્રિયાકાડ અને નિત્ય

કર્મના પ્રેમીઓની હાજરી હતીજ આ પ્રસગે ભુજવાળા પટેલ વલ્લભજી વાડીવાળા, પ્રાણજીવન કાનજી મોથારાવાલા, સુદરજી દેવરામ, મુરારજી પુરૂષોતમ કાઠડાવાલા, પ્રાગજી રામજી, મોનજી અમરદાસ, આત્મારામ ભાણજી દેવરામ તાપીરામ વગેરે ગૃહસ્થોથી સમેલનના સૌદર્ય અને પ્રતિષ્ઠામા વધારો થઇ રહ્યો હતો જ્ઞાતિ સુધારણા અને તેને લગતા પ્રશ્નો ચર્ચાઈ રહ્યા હતા આ સમેલનમા એક પ્રસગે બધા જ્ઞાતિબધુઓ એકત્રિત થઈ ધાર્મિક વિષયની ચર્ચા કરતા હતા ભિન્ન ભિન્ન વિચારોની આપલે થયા પછી ગોત્ર શાખા વેદ અવટક વગેરે ચર્ચાના વિષય બન્યા અને તેમા ઘણા બધુઓ અજ્ઞાત હોય એમ લાગ્યુ આ પ્રસગે ગઢશીશાવાળા જોશી કાનજી નદરામ ઉભા થયા તેણે દઢ અને સત્તાવાદી અવાજે બધાને સબોધન કર્યું કે દરેકે પોતાની ગોત્રાદિ નવ બાબતોનો ખ્યાલ આવે તેવી સમજણ આપવી આ સાભળી ગભીર નિરવતા છવાઇ રહી ઘણા જણ ઝખવાતા હોય એમ લાગ્યુ તે કળી જઈ જોશીએ વ્યક્તિગત તપાસ કરવા માડી પરિણામે વીસેક જણ તરફથી સાધારણ ખ્યાલ મળ્યા પછી નિરાશા મળી એટલે ગાયત્રી અને સધ્યાવદન સબધી પરીક્ષા ચાલી અને એમા તો દરેક જણને બાદ કરી બાકી છેક નિષ્ફળતા જોવાઈ આ દુખદ દશ્યની આગેવાનોના મનપર બહુજ અસર થઈ અને દરેકને એમ લાગ્યુ કે આ માટે કાઈ થવુજ જોઈએ સમેલનનુ લક્ષ્ય આ લેખક તરફ ખેચાયુ અને વિનતી કરી કે સાહિત્ય અને તેનો વારસો તમારા કુટુબમા છે, તેનો લાભ સમાજને આપો એમ જ્ઞાતિ ઇચ્છે છે મારાપર આવેલ ફરજની મુશ્કેલીઓનુ ભાન છતા જ્ઞાતિજનોના આગ્રહને હુ આધિન થયો અને એ કાર્ય સ્વીકાર્યું આથી જ્ઞાતિજનોએ ઠરાવ કર્યો કે કચ્છ

ભુજપુર નિવાશી વૈદ્ય ત્રીકમજી હરીરામ રાસ્તે સેવક જ્ઞાતિની કચ્છ શાખા ગોત્ર વગેરે નવવિષયોની સપૂર્ણ માહિતી આપનાર પુસ્તક રચ્યે આ પછી સમેલન વિસર્જન થયુ અને મે તત્સબધી વીચારો કરવા માડયા પણ છેક કન્યા કુમારીથી અહી આવી વસેલ સેવક જ્ઞાતિની શાખા વાર માહિતી કયાથી અને કઈ રીતે મેળવવી એ મુસ્કેલ પ્રશ્ન ખડો થયો અને તેને શકય બનાવવા યથાશક્તિ પ્રયત્ન ચાલતો હતો દરમ્યાન સેવક જ્ઞાતિના દસોદી ભાટ મોતીરામજીનુ કચ્છમા આવવુ થયુ અને તેઓ મારા પરિચયમા આવ્યા પ્રાસગિક ચર્ચામા તેમની પાસેથી મૌખિક અને તેમના ચોપડામાથી આ કાર્ય સુલભ થયુ અને એ રીતે ઉપકારી થયા આ પછી હકીકત ગદ્યમા આપવાથી વાચનાર કઠસ્થ ન કરી શકે એમ ધારી શાખાવાર માહિતી સસ્કૃત ભિન્ન ભિન્ન છદો રચી ત્રણ કે તેથી વધારે શ્લોકોમા વ્યવસ્થિત રીતે ગોઠવવા યત્ન કર્યો અને તે સફળ થયો સદરહુ શ્લોકો બનાવવામા મારા પરમ મિત્ર-મુદ્રાના જોશી વલ્લભજી નરભેરામે મને મારી મદદ કરેલ છે આમ કરતા દેશાટન વૈદકીય પ્રવૃતિ કૌટબીક અને બીજા પ્રવૃત્તિમય સયોગોમા રોકાયલ હોવાથી લગભગ વીશ વર્ષ ચાલ્યા ગયા અને સવત ૧૯૬૪ ની સાલમા આવી શ્લોકમય રચના પૂર્ણ થઈ અને ત્યાર પછી તરતજ હુ ચક્ષુ વિહીન બન્યો એટલે આ કાર્ય પાછુ વર્ષો લગી મુલતવી રહ્યું આ પુસ્તક બહાર પાડવાની વારવાર પ્રેરણા કરનાર મારા લઘુ બન્ધુ જગજીવન હરીરામ રાસ્તે ગઇ સાલે સ્વર્ગસ્થ થયા અને હું વધારે અસહાય બન્યો હવે તો આ અલ્પ પ્રયત્ન જ્ઞાતસેવામા અર્પવો જોઇએ એ બળવતી આતરિક પ્રેરણાથી આજે આ સેવક ગોત્ર દીપિકા નામનુ લઘુ પુસ્તક જ્ઞાતિજનોની સેવામા સમર્પી સ્વીકારેલ ઋણથી મુકત મેળવુ છુ

# જ્ઞાતિ બધુઓને વિનતી.

અતમા એ વિનતી કરવા યોગ્ય ધારૂ છુ કે દરેક બન્ધુ આ પુસ્તકને સાદ્યત વાચી જવા અને પોતાની શાખાના શ્લોકો કઠસ્થ કરી તેની માહિતી મેળવવા યત્ન અવશ્ય કરે અને અતમા બતાવેલ ગાયત્રી સધ્યાવદન વગેરે નિત્ય કર્મના મત્રા પણ કઠસ્થ કરવા ઉદ્યમી બને અને વિશ્વાસ છે કે શાખા ગોત્ર વગેરેની માહિતી મેળવનાર અને તે શાખા ગોત્રમા થઇ ગયેલ વિશિષ્ટ મહા પુરૂષોનો પોતે વશજ છે એવો ખ્યાલ ધરાવનાર જરુર બ્રાહ્મણત્વનુ અને વ્યક્તિત્વનુ ગૌરવ પ્રાપ્ત કરી વિશુદ્ધ બ્રાહ્મણજીવનમા અતિ આનદ માનશે અને સાચુ બ્રાહ્મણત્વ ખીલવશે અતમા એ એકત્ર થયેલ સમેલનનો કે જેના આગ્રહથી આ પ્રયત્ન થયો તેમજ શ્લોકો બનાવવામા મદદગાર થનાર જોશી વલ્લભજી નરભેરામ અને ભાટ મોતીરામજીનો કે જેની મદદથી આ રચના સુલભ બની તેમનો પુન આભાર માની નીચેના આશિર્વાદાત્મક શ્લોકથી આ ઉપોદ્ઘાત સમાપ્ત કરીશ –

**सर्वे सन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः**
**सर्वे भद्राणी पश्यन्तु माकश्चित् दुःखमाप्नुयात्**
**ॐ शान्तिः**

લેખક –
**વૈદ્ય ત્રીકમજી હરિરામ શાસ્ત્રી.**
ભુજપુર–કચ્છ

---

ॐ नमः

श्री गणाधिपतये नमः

शार्दुलविक्रीडितं

यः सर्गं स्थिति नासहेतुरखिलं विश्वंजितं येन वै
यः संसारदवाग्निलप्तमनुजान् भीतान्सदा रक्षते
संसारामय भेषजं ह्यनपरं वेदांतवेद्यंपरं
तं शान्तं प्रणमामि सत्यमनघं विश्वेश्वरं साक्षिणम् ॥१॥

અર્થ –જે સમગ્ર વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના હેતુ છે અને જેણે આખા જગતને જીત્યુ છે અને જે સંસાર રૂપી અગ્નિથી તપ્ત થયેલા અને ભય પામેલા આત્માઓના રક્ષક છે સંસારરૂપી આધિભૌતિક અને આધિ દૈવીક વ્યાધિઓને નાશ કરવામા ઔષધ સમાન એવા અને વેદ સમાન સર્વથી પર શાન્ત સ્થિર અને ગંભીર છે તે સત્યમય નિર્લેપ વિશ્વના સાક્ષી અને ઇશ્વર એવા તે પરમાત્માને હુ નમસ્કાર કરૂ છુ ॥ ૧ ॥

शार्दुलविक्रीडितं

श्रीमच्छंकर संज्ञके द्विजवरस्याचार्यवर्यैःकृता
गौडाः पच तथैव द्राविड इति ख्याताश्चसंज्ञादश
तस्मिन्द्राविड संज्ञके बहुविधा विप्रा श्च येगुर्जराः
ख्याताः सेवक संज्ञका द्विजवरा ये सन्ति तेषु क्षितौ ॥२॥

અર્થ —શ્રેષ્ઠ બ્રાહ્મણો અને શાસ્ત્રજ્ઞ વિદ્વાન આચાર્યોમા મુખ્ય ભગવાનશ્રી આદ્ય શંકરાચાર્યે પાચ પ્રકારના ગૌડ અને પાચ પ્રકારના દ્રાવિડ એ પ્રકારે બ્રાહ્મણોના દશ વિભાગ કર્યા તે પ્રસિદ્ધ છે તેમા દ્રાવિડ સંજ્ઞાવાલા બ્રાહ્મણોમા અનેક પ્રકારના જે ગુજર બ્રાહ્મણો છે તેમા જે સેવક એ નામથી પ્રસિદ્ધી પામ્યા તે ઉત્તમ બ્રાહ્મણો પૃથ્વી પર પ્રસિદ્ધ છે ॥ ૨ ॥

**शालिनीवृत्तम्**

**तेषां शाखा गोत्र वेदावटंके**
**भास्यांबा श्री भैरवेषादिकानां**
**तत्स्मृत्यर्थे वन्हिनामानी सम्यक्**
**नानाछंदोभिस्तुप्राचीनवाक्यात् ॥३॥**

અર્થ -તે સેવક સંજ્ઞાથી ઓળખાતા બ્રાહ્મણ વર્યોના શાખા ગોત્ર વેદ અવટંક અને કુળદેવી વગેરે નવ બાબતોના નામો કંઠસ્થ સ્મૃતિમા ટકી રહે એ હેતુથી પ્રાચીન મહર્ષિઓના વચનથી જુદા જુદા છંદો દ્વારા કહુ છુ ॥ ૩ ॥

**वसंततिलिका**

**जानन्ति ये द्विजवरा निजगोत्रशाखा**
**वेदावटंक विमल प्रवरांबिकानाम ॥**
**तद्गणेश विभुशेखर भैरवाणाम्**
**नामानी ते मुनिवरैः कथिताश्च विप्राः ॥४॥**

અર્થ —જે દ્વિજવર્યો પોતાના ગોત્ર શાખા વેદ અવટંક પ્રવર ( વંશમા થયેલ મહાનપુરૂષો ) કુળદેવી તેમજ ગણપતી મહાદેવ અને ભૈરવ એ નવના નામો જાણે છે તેનેજ મહર્ષિઓએ બ્રાહ્મણ તરીકે ગણેલ્યા છે પોતાની જાતિને ઓળખાવનાર આ નવ બાબતો જાણવા જેટલી પણ જેને દરકાર નથી તેને બ્રાહ્મણ કહેવા મહર્ષિઓ ના પાડે છે ॥ ૪ ॥

## जोशी अवटंकवाला( गढसीसा )

### शार्दुल वृतम्

विप्राभार्गव गोत्रिणो हरिजना ये ज्योतिषीसंज्ञका
ते पंचः प्रवराश्च गौत्रकुलजांबाशापुरा ऋग्वदः ॥
शाखारिग्जनिताश्वलायनभवा नंदाभिधोभैरवः
श्री वीरेश्वर रुद्र ग्रुरवहे रंबार्थीं सेवापरा ॥५॥

दत्तशर्मा

અર્થ —જે બ્રાહ્મણોનુ ભાર્ગવ ગોત્ર છે ૧ અવટંક જોશી. ૨ પ્રવર પાચ ૩ દેવી આશાપુરા ૪ વેદ રગ્વેદ ૫. શાખા આશ્વલાયની ૬ ભૈરવ આનંદ ૭ મહાદેવ વીરેશ્વર ૮ ગણપતી વક્રમુખ ૯ ॥ ૫ ॥

### तेषां पंचप्रवर नामानी

भार्गव–और्व–जामदग्न–चाव्यन–आप्नवान्

## मउ निवासी

### तिलक अवटकवाला

वसंततिलका

ये वाडवाश्च कतिचित्तिलकावटंका
ऋग्वेदिनो विमल कौशिक गोत्रिणस्ते ॥
शाखाश्वलायनभवाः प्रवरास्त्रयश्च
विघ्नेश्वरि च जननी कुलजात दिया ॥१॥
सोमेश्वरः पशुपतिः कथितस्तदीयः
स्तेषां बुधैर्गणपतिश्च महोदरा ख्यः ॥
श्रीभैरवोनिगदितः किलकालनामा
तेषां नवेति खलु ये तिलकावटंकाः ॥२॥६॥

અર્થ —જે બ્રાહ્મણોની અવટક તીલક છે ૧ વેદ ઋગ્વેદ ૨ ગોત્ર કૌશિક ૩ શાખા આશ્વલાયની ૪ પ્રવર ત્રણ ૫ દેવી વિઘ્નેશ્વરી ૬ મહાદેવ સોમેશ્વર ૭ ગણપતી મહોદર ૮ ભૈરવ કાળ ૯ ॥૬॥

विष्णुशर्मा

तेषां प्रवर नामानी

विश्वामित्र–देवरात–देवल



१२३१६

## मोथारा निवासी

### देवधर अवटंक वाला

शार्दुलवृत्तम्

विप्रा देवधरावटंक सुवहादालभ्य गोत्रावहा
ते पंचः प्रवराश्च सामनिगमाः शाखाया कौथमीः ॥
श्री देवेश्वर चद्रशेखर महा गौर्य्यघ्रि पुजापरा
स्तेषां विघ्नविनायको गणपति कालाभिधोभैरव ॥७॥

दत्तशर्मा तेषां प्रवरा

भार्गव–गौतम· शांडिल्य–ध्रुव–मौन्य·

અથ –અવટક દેવધર ૧ ગોત્ર દાલભ્ય ૨ પ્રવર પાચ ૩. વેદ સામ ૪ શાખા કૌથમી ૫ દેવી મહા ગૌરી ૬ ગણપતી વિઘ્ન વિનાયક ૭ મહાદેવ દેવેશ્વર ૮ ભૈરવ કાળ ૯

---

## खेडोई निवासी. ( જ્ઞાતિનાં પટેલ )

### व्यास अवटंकवाला

वसततिलकावृतम्

व्यासावटक सुवरा ह्युपमन्यु गोत्रा
ऋग्वेदिनो द्विजवराः खलु सन्ति ये ते ॥

शाखाश्वलायनभवाः प्रवरास्त्रयश्च
तद्वंश गौत्रजननी महतिस्मरा च ॥१॥
तद्वंश यस्य खलुपुज्य तमोमहेश
सोमेश्वराख्यईति विघ्नविनायकश्च ॥
प्रोक्तो हिमाद्रि तनया तनुजोबुधैऽऽर्वा
नंदाभिदोनिगदीत किल भैरवश्च ॥ २ ॥ ८ ॥

भवशर्मा.

प्रवरनामानो–वाशिष्ट–ईंद्रप्रमद–आभदंसु

અર્થ –અવટંક વ્યાસ ૧ ગોત્ર ઉપમન્યુ ૨ પ્રવર ત્રણ ૩ ઋગ્વેદ ૪ શાખા આસ્વલાયની ૫ દેવી બહુ સ્વમરા ૬ ગણપતિ વિઘ્ન વિનાયક ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ આનંદ ૯ ॥૮॥

पंडित अवटकवाला

सींध निवासी

---

पुष्पिताग्रा

अवनिश्वरवराश्वः पडिताख्याः
सुविमल गौतम गोत्र धारिणोये ॥
मुनिवर कथिताऽश्वलायनीया
अनलमिताः प्रवररर्गवेदिनस्ते ॥ १ ॥
तदवनिश्वर हिंगलाजदेवी

ह्मिकरणे स्वर रुद्र सेवकाश्च ॥
अलघुजठर विघ्नराजदेवऽ
शिततनु भैरव देवतातदिया ॥ २ ॥ ९ ॥

सोमशर्मा

प्रवरनामानी–आयास–शारद्वत–आंगिरस.

અર્થ –અવિનશ્વર એટલે ભુદેવ વરા એટલે ઉત્તમ અવટંક પંડિત (પંડ્યા) ૧ ગોત્ર ગૌતમ ૨ શાખા આસ્વલાયની ૩ પ્રવર ત્રણ ૪ રૂગ્વેદ ૫ દેવી હિંગલાજ ૬ મહાદેવ સોમેશ્વર ૭ ગણપતી મહોદર ૮ ભૈરવ અશીતાગ ૯ ॥ ૯ ॥

---

फडके–अवटंकवाला

काठडा निवासी.

शार्दुलवृत्तम्

विप्रावत्सस गोत्रिणः फडक इत्याख्यायजुर्वेदिनो
येतेत्रिप्रवराबुधैर्निगदिताः शात्वा तु माध्यन्दिना ॥
श्रीवीरेश्वर रुद्र पूजनपराः श्रीभद्रकाण्यविका
तेषां विघ्न विनायको गणपतिः कालाभिधो भैरवः ॥१०॥

भवशर्माः

प्रवरनामानी–भार्गव–चवन–आमवान्

---

અર્થ —ગોત્ર વત્સસ ૧ અવટક ફડકે ૨ વેદયજુર ૩ પ્રવરત્રણ ૪ શાખા **माध्यन्दिनी** ૫ મહાદેવ વીરેશ્વર ૬ દેવી ભદ્રકાળી ૭ ગણપતી ૮ વિઘ્નવિનાયક ભૈરવ કાલ ૯॥ ૧૦ ॥

**बापट–अवटंकवाला**

**मांडवी निवासी**

**शार्दुलविक्रीडित**

**ये पारासर गोत्रजा द्विजवरा देविच तेषांमुमा**
**तेऽपि त्रिप्रवराश्च बापट ईति ख्याता यजुर्वेदिनः ॥**
**श्रीवीरेश्वर रुद्र पुजनपराः शाखा तुमाध्यन्दिनी**
**प्रोक्तो वे बहुरुपको गणपतिः कालाभिधो भैरवः ॥११॥**

**शोभ शर्मा.**

**प्रवरनामानी**

---

**भट–अवटंकवाला**

**नागलपुर निवासी.**

**वसन्ततिलकावृत्त**

**श्रुमा विलासभ्वर वराश्च भटावटंका**
**ये सन्ति ते विमल कश्यप गोत्रिणश्च**

माध्यन्दिनी मुनिवरैर्गदिता च शाखा
प्रोक्त स्तथैव निगमोऽपि यजुश्च तेषां ॥११॥

ते वाडवाश्च खलु त्रिप्रवरा भवन्ति
यक्षेश्वरः पशुपतीश्च कुबेर नामा
देवी ह्युमा गणपतिश्च महोदराख्यः
श्रीभैरवोबटुक भैरव नामशाली ॥१२॥

शोमशर्मा

प्रवरनामानी–वशिष्ट–शाक्य–पाराशर,

---

અર્થ –અવટંક ભટ ૧ ગોત્ર કસ્યપ ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ઉમા ૬ ગણુપતી મહોદર ૭ મહાદેવ કુબેર ૮ ભૈરવ બટુક ૯ ॥૧૨॥

## भानु अवटंकवाला

## कुभारीआ निवासी.

### स्रगधरावृत्तम्

भारद्वाजाख्यगोत्रेऽवनिविबुधवरा भानुसंज्ञाधराये ।
शाखा माध्यन्दिनीया ह्युनत्र्यरितवरा स्तेयजुरवेदिनः च ॥

चामुंडा ख्या च देवीय लघुजठरनामा गणेशस्तदियो ।
रुद्रो वीरेश्वराख्यो प्यसित तनुधरो भैरवः समुद्दिष्ट ॥१३॥
सोम शर्मा

प्रवरनामानी-गर्ग-रुक्ष-कपिल.

અર્થ –અવટક ભાનુ ૧ ગોત્ર ભારદ્વાજ ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ચામુંડા ૬ ગણપતિ મહોદર મહાદેવ વીરેશ્વર ૮ ભૈરવ અશિતોગ ૯ ॥ ૧૩ ॥

---

भागवत–अवटंकवाला

माधापुर निवासी.

शार्दुल विक्रीडित

विप्रा भागवता वटंक सुवहाः शांडिल्य गोत्रोद्भवा
ये ते त्रिप्रवरायजुश्चनिगमः शाखा तु माध्यन्दिनी ॥
तेषां वै गजकर्णको गणपतिः शंभुश्च सोमेश्वरः
प्रोक्तास्ते बटुकाख्य भैरव महालक्ष्म्यंघ्रिपुजापराः ॥१४॥
भवशर्मा.

प्रवरनामानी–देवल–असीव–शांडिल्य.

અર્થ –અવટક ભાગવત ૧ ગોત્ર શાંડિલ્ય ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર શાખા માધ્યન્દિની ૫ દેવી મહાલક્ષ્મી ૬ ગણપતી ગજ કર્ણ ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ બટુક ॥ ૧૪ ॥

---

## आचार्य-अवटंकवाला

## संघड-निवासी.

मन्दाक्रान्तावृत्तम्

आचाराख्या अवनिबुधाः सौनकाख्ये च गोत्रे ॥
तेषां जन्म प्रथितभवने ते यजुर्वेदिनस्ते
तेषां शाखा विबुधगदिता याऽस्तिमाध्यन्दिनी सा
रामा संख्या प्रवरजनिताः पंडितैः सम्प्रदिष्टाः ॥१॥
श्रेयःशूली तु हिमकिर्णेशस्तथातद्द्विजानाम्
अंबा तेषामवनिविबुधा नामाहा गौर्य शौच
तेषां गौरीसुतगणपति विंघ्नविनायकाख्यः
प्रोक्तस्तद्वत् रुरु रितीमहा भैरवः सूरभीश्च ॥१५॥

शर्मा-

### प्रहग्नामानि-शौनक-गात्समर्द-भागव.

અથ-અવટંક આચાર ૧ ગોત્ર શૌનક ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી મહાગૌરી ગણપતી વિઘ્નવિનાયક ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ રૂરૂ ॥૧૫॥

## उपाध्याय–अवटंकवाला.

## मेघपुर–खोखरे निवासी.

भुजगप्रयात्

उपाध्यावटंका वसिष्ठाख्य गोत्रा
द्विजाः सन्ति ये पाठकास्तेच साम्नः
तदीया च शाखा भवेत्कौथमिया
त्रराराम संख्या समास्तुश्च तेषाम् ॥१॥
पिनाकी तदीयश्च सोमेश्वराख्यः
कुलांबा भवेत्तद्विजानांच शुभ्रा ॥
गणेशोबुधैर्वक्रतुंडाख्य उक्तो
महाभैरवो भिष्णनामा प्रदिष्टः ॥ २ ॥ १६ ॥

भवशर्मा.

## प्रवरनामानि.

અર્થ અવટંક ઉપાધ્યાય ૧ ગોત્ર વસિષ્ટ ૨ પ્રવર ત્રણ ૩ વેદ સામ ૪ શાખા કોથમીય ૫ દેવી શુભ્રા ૬ ગણપતી વક્રતુંડ ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ ભીષણ ૯ ॥૧ ॥

## आपटे अवटंकवाला

### गुंदीयाली निवासी

शार्दूलविक्रिडितम्

आपटयित्य वटंकजावनिश्वरा गोत्रे च ये मानसे
याता स्त्री प्रवरा यजुश्च निगमः शाखा तु माध्यन्दिनी
तेषां धारपटीति गोत्रजननी शंभुश्च वीरेश्वरो
हेरम्बस्तु महोदरोऽस्ति च महाकालाभिधो भैरवः ॥१७॥
शर्मा प्रवर नामानि वशिष्ट मैत्रावरूण कोंडिन

અર્થ—અવટંક આપટે ૧ ગોત્ર માનસ ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ધારપટી (ગાનાડ) ૬ ગણપતી મહોદર ૭ મહાદેવ વીરેશ્વર ૮ ભૈરવ મહાકાલ ૯ ॥૧૭॥

---

## कान्डे अवटंकवाला

### भोजपर (वागड) निवासी

शार्दूलविक्रिडितं

कान्डे इत्य वटकजा द्विजवरा गर्गाऽख्यगोत्रोद्भवाः
ये ते त्रिप्रवरायजुश्च निगमः शाखा तु माध्यन्दिनो

अंबाख्या कुलजातदीयजननी शंभुश्चनागेश्वर-
स्तेषां विघ्नहरस्तु वक्रवदनः श्रीभैरवः स्यात् बटुः ॥१८॥
शर्मा प्रवरनामानि आंगिरस शैन्य गार्ग्य

અર્થ—અવટંક કાન્ડે ૧ ગોત્ર ગર્ગ ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી અંબા ૬ ગણપતિ વક્રતુંડ ૭ મહાદેવ નાગેશ્વર ૮ ભૈરવ બટુક ૯ ॥૧૮॥

---

चक्रदेव अवटकवाला

(ગુમ થયેલ છે)

हरिगीत

विप्रास्तु कुच्छशगोत्रजा ये चक्रदेवाख्या धरा
स्तेषां यजुर्वेदश्चवै शाखा तु या माध्यन्दिनी
देवी ह्युमा प्रवरास्त्रयः शम्भुश्च हिम किरणेश्वरो
गौरी सुतोऽड लघुजठरनामा बटुकनामा भैरवः ॥१९॥
शोम शर्मा प्रवरनामानि आत्रेय वादभुक्त गविष्ठ

અર્થ—અવટંક ચક્રદેવ ૧ ગોત્ર કુચ્છશ ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ઉમા ૬ ગણપતિ મહોદર ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ બટુક ૯ ॥૧૯॥

---

## चीतल अवटंकवाला
## आधोइ निवासी

इन्द्रवज्रावृत्तम्

विप्राश्च ये चीतल संज्ञकास्ते
उद्दालकारण्ये जनिताश्च गोत्रे
वेदो यजुर्वा प्रवरास्त्रयश्च
माध्यन्दिनीया कथिता च शाखा ॥१॥
तेषामुमागोत्रभवा च देवी
सोमेश्वरो यस्य महेश्वरश्च
प्रोक्तो गणेशश्च महोदराख्यो
नाम्ना बटु भैरव देवता च ॥२॥ ॥२०॥

अमी प्रवरनामानि विश्वामित्र देवरात पुरणः

અર્થ—અવટંક ચીતલ ૧ ગોત્ર ઉદ્દાલિક ૨ પ્રવરણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ઉમા ૬ ગણપતિ મહોદર ૭ નામ સોમેશ્વર ૮ ભૈરવ બટુક ૯ ॥૨૦॥

---

## छत्रे अवटंकवाला
## आशंबोआ निवासी

शार्दूलविक्रीडित

छत्रे इत्य वटंकजा द्विजवराः कौडिल्य गोत्रोद्भवा
ये ते त्रिप्रवरा यजुश्चनिगमः शाखा तु माध्यन्दिनी ॥
तेषां वीरपति र्भवो निगदितो देवी महाकालिका
आनन्दामिधभैरवो गणपति र्लंबोदराख्यो बुधैः ॥२१॥
दत्त शर्मा ते प्रवरनामानि विश्वामित्रो मैत्रावरुणः कौडिल्य

અર્થ અવટંક છત્રે ૫ કૌડિલ્ય ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુ૦ ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી મહાકાલી ૬ ગણપતિ લંબોદર ૭ મહાદેવ વીરેશ્વર ૮ ભૈરવ આનંદ ૯ ॥૨૧॥

---

मांडलिक अवटंकवाला

मघवाणा निवासी

इंद्रवज्रा

त्रिप्राश्च ये मांडलिकावटंका
कृष्णात्रिगोत्रे खलु यन्मयैषा
वेदो यजुर्वा प्रवरास्त्रय श्च
माध्यन्दिनी या कथिताच शाखा ॥१॥
तेषां कुलाम्बा गदिताच शुभ्रा

वीरेश्वराख्यो किल चंद्रमौलिः
उमांगजो वै बहुरुपकोस्ति
नाम्ना शितांगःखलु भैरवश्च ॥२॥ ॥२२॥
दत्त शर्मा प्रवरनामानि उदालक आत्रेय स्यावाश्वः

અર્થ—અવટંક માડવિક ૧ ગોત્ર કૃષ્ણાત્રી ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી શુભ્રા ૬ ગણપતી બહુરૂપ ૭ મહાદેવ વીરેશ્વર ૮ ભૈરવ અશીતાંગ ૯ ॥૨૨॥

---

## रास्ते अवटंकवाला
## समाघोघा निवासी

शार्दूल

रास्ते ईत्य वटंकजावनिवरा मांडव्यगोत्रोद्भवा
ये ते त्रिप्रवरा यजुश्च निगमः शाखा तु माध्यन्दिनी ॥
तेषां वीरपतिः शिवोम्बि च महा गौरीति गोत्रांबिका
प्रोक्तो मातनुजः प्रसन्नवदन स्तद्भैरवःस्याद् बटुः ॥२३॥
शर्मा प्रवरनामानि आंगीरस बार्हद्रुकाःगौतमः

અર્થ—અવટંક રાસ્તે ૧ ગોત્ર માંડવ્ય ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી મહાદેવી ૬ ગણપતિ પ્રસન્ન-વદના ૭ મહાદેવ નામેશ્વર ૮ ભૈરવ બટુક ॥૨૩॥

## वैशंपायन अवटंकवाला
## मेराउ निवासी

### शार्दूलविक्रीडितम्

वैशंपायन संज्ञका द्विजवरा श्वेतात्रिगोत्रोद्भवा
ये ते त्रिप्रवरा यजुश्च निगमः शाखा तु माध्यन्दिनी
शंभुः सोमपति बुंधैर्निगदितो देवी च तेषामुमा
येषामेकरदो गणेश उदित स्तद्भैरवो रुरुश्चः ॥२४॥
दत्त शर्मा प्रवरनामानि अशिवःदेवलःशांडिल्यः

અર્થ—અવટંક વેસપાયન ૧ ગોત્ર શ્વેતાત્રી ૨ પ્રવર ત્રણ ૩ વેદ યજુર ૪ શાખા માધ્યન્દિની ૫ દેવી ઉમયા ૬ ગણપતિ એકદંત ૭ મહાદેવ સોમેશ્વર ૮ ભૈરવ [illegible] ૯ ॥૨૪॥

### वसंततिलका

वेदर्तुनंद विधु तुल्यमिते हि वर्षे
शाकांक बाहु वसुचंद्र मितेगुरौच
मासे मधौ धवलपक्षगता द्वितीया
तस्यां प्रपुर्ति रभवत् किल पुस्तकस्य ॥२५॥

અર્થ—વેદ૪ ઋતુ નંદ૯ વિધુ૧ (અંકસ્ય ઉલટીગતી વિક્રમ) સંવત ૧૯૬૪ તથા અંક બાહુ૨ વસુ૮ ચંદ્ર૧ એને ઉલટાવતા શાકે

૧૮૦૯ મધુ માણુ ચૈત્રમાસ ધવલ એટલે અજવાળાએ પક્ષે ગુરૂવારે દ્વિતિઆ બીજ

સવંત ૧૯૬૪ ના ચૈત્ર સુદ ૨ ગુરૂવારે આ લઘુ પુસ્તક પૂર્ણ થયુ છે—

वसततिलका

श्रीकच्छदेशभवमोहनरा पुरस्थः
ग्रामे सदा भुजपरे च कृताधिवासः
आसीत्सदा चरणतत्पर बुद्धिशाली
भक्त्या जिता भगवती खलु येन काली ॥१॥

यो देवरामतनुजो हरिरामशर्मा
ज्योतिः प्रबोधपरिपूर्णमतिःसुकर्मा
तस्यात्मजाग्रजसुतः किल वैद्यराजो
नाम्ना त्रिविक्रम इति ह्यवनौ प्रसिद्धः ॥२॥

श्री द्राविडकुलभवद्विज जातिजन्मा
तेषां द्विजाग्रसरसेवकसंज्ञकानाम्
गोत्रावटंक निगमादिकसूचकावै
श्लोकाः कृता मधुरकोमलशब्दरम्याः ॥३॥

---

| अवटंक | गोत्र | प्रवर | वेद | शाखा | देवी |
|---|---|---|---|---|---|
| जोशी | भार्गव | भार्गव-और्व-जामदग्न्य यावन्य-आप्नवान | ऋग्वेद | आश्वलायनी | आशापुरा |
| तिलक | कौशिक | विश्वामित्रदेवरातदेवल | ऋग्वेद | आश्वलायनी | विघ्नेश्वरी |
| देवधर | दालभ्य | भार्गव-गौतम-शाण्डिल्य ध्रुव-मौन | साम | कौथमी | महागौरी |
| पंडित | गौतम | आयास्य-शारद्वत-आंगिरस | ऋग्वेद | आश्वलायनी | हिंगलाज |
| फडके | वत्स | भार्गव-च्यवन-आप्नवान-और्व-जाम | यजुर् | माध्यन्दिनी | भद्रकाली |
| बापट | पाराशर | वसिष्ठ-शाक्त्य-पाराशर | यजुर् | माध्यन्दिनी | उमा |
| भट्ट | कश्यप | शांडिल्य-रैभ्यलौगादि | यजुर् | माध्यन्दिनी | उमा |
| भानु | भारद्वाज | गर्ग-रुक्ष-कपी | यजुर | माध्यन्दिनी | चामुण्डा |
| भागवत | शांडिल्य | देवल-असीत शांडिल्य | यजुर् | माध्यन्दिनी | महालक्ष्मी |
| आचार्य | शौनक | शौनक-गृत्समद-भार्गव | यजुर् | माध्यन्दिनी | महागौरी |

| गणपति | महादेव | भैरव | ब्रह्मा | गामनु नाम |
|---|---|---|---|---|
| वक्रतुड | वीरेश्वर | आनद | सोम | गढशीशा |
| महोदर | सोमेश्वर | काल | विश्नु | मड |
| विघ्नविनायक | देवेश्वर | काल | दत्त | मोथारा |
| महोदर | सोमेश्वर | अशिताग | सोम | नगरठट्टा सिंध |
| विघ्नविनायक | वीरेश्वर | काल | भव | कालडा |
| बहुरुप | वीरेश्वर | काल | सोम | माडवी |
| महोदर | कुबेर | बटुक | साम | नागलपुर |
| महोदर | वीरेश्वर | अशिताग | सोम | कुभारीआ |
| गजकर्ण | सोमेश्वर | बटुक | भव | माधापुर |
| विघ्नविनायक | सोमेश्वर | रुरु | दत्त | मवद |

| अवटंक | गोत्र | प्रवर | वेद | शाखा |
|---|---|---|---|---|
| उपाध्याय | वसिष्ठ | वशिष्ठ-इंद्रप्रमद-आमरवसु | साम | कोथमी |
| आपटे | मानस | वशिष्ठ-कौडिल्य-मैत्रावरुण | यजुर् | माध्यन्दिनी |
| कान्डे | गर्ग | आंगरिस-शैत्य-गार्ग्य | यजुर् | माध्यन्दिनी |
| चक्रदेव | कुच्छश | आत्रेय-वादमुक्त-गविष्ठ | यजुर | माध्यन्दिनी |
| चीतल | उद्दालिक | विश्वामित्र-देवरात-पुरण | यजुर् | माध्यन्दिनी |
| छत्रे | कौडिल्य | विश्वामित्र-मैत्रावरुण-कौडिल्य | यजुर् | माध्यन्दिनी |
| माहलीक | कृष्णात्री | उद्दालक-आत्रेय श्यावाश्व | यजुर् | माध्यन्दिनी |
| राम्ते | माडव्य | आंगिरस-गोतम-बाहृक | यजुर | माध्यन्दिनी |
| व्यास | उपमन्यु | वसिष्ठ-इंद्रप्रमद-आभरद्वसु | ऋग्वेद | अश्वलायनी |
| वैशंपायन | श्वतात्री | अशित-देवल-शांडिल्य | यजुर | माध्यन्दिनी |

| देवी | गणपती | महादेव | भैरव | सखा | गामनु नाम |
|---|---|---|---|---|---|
| शुभ्रा | वक्रतुंड | सोमेश्वर | भीषण | भग | मंघपुर |
| धारपती | महोदर | वीरेश्वर | महाकाल | विष्णु | गुंदीयारी |
| अंबा | वक्रतुंड | नागेश्वर | बटुक | सोम | भोजपुर (वागड) |
| उमा | महोदर | सोमेश्वर | बटुक | सोम | |
| उमा | महोदर | सोमेश्वर | बटुक | सोम | आधोई |
| महाकाली | लंबोदर | वीरेश्वर | आनंद | दत्त | आसंबीया |
| शुभ्रा | बहुरुप | वीरेश्वर | असितांग | दत्त | मथवाणा |
| महागौरी | प्रभवदन | वीरेश्वर | बटुक | दत्त | समाघोघा |
| बहुस्मरा | विघ्नविनायक | सोमेश्वर | आनंद | भव | नेत्रोई |
| उमा | अेकदंत | सोमेश्वर | रुद्र | दत्त | मेराउ |

# भूमिका.



બ્રહ્માંડમાના પ્રાણાપાનના સધિ સમયે પોતાના શરીરમાના પ્રાણતત્વની શુદ્ધિ કરવા માટે સમષ્ટિના પ્રાણરૂપ સૂર્યમા રહેલા અન્તર્યામીની ઉપાસના રૂપે જે વૈદિક કર્મ કરવામા આવે છે તે સધ્યા કહેવાય છે બ્રહ્માંડમાના પ્રાણાપાનનો વિશેષ સમય રહેનારા સધિ સવાર બપોર સાંજ અને અર્ધ રાત્રીએ થાય છે, શરીરમાના પ્રાણાપાનના વિશેષ સમય રહેનારા સધિનો સમય પણ બહુધા તેજ હોય છે એ રીતે પિંડ અને બ્રહ્માંડમા જ્યારે પ્રાણાપાનનુ વહન શિથિલ પડી તે બન્નેની સધિરૂપ જે સુષુમ્ણા તેનુ વહન વર્તમાન હોય ત્યારે સધ્યોપાસના કરવી એમ કૃપાલુ મહર્ષિઓએ નિર્માણ્યુ છે મધ્યરાત્રીએ સધ્યાવદન કરવાનુ કાર્ય દ્વિજોને કષ્ટદાયક જણાશે એમ વિચારી તે પરમ કારુણિક મહર્ષિઓએ તે સમય માટે આગ્રહ જણાવ્યો નથી પણ માત્ર ત્રિકાલ સધ્યા કરવાનીજ આવશ્યકતા જણાવી છે

મુદ્રા ન્યાસ અને શાપ મોચનાદિ તાન્ત્રિક અને ક્ષેપક વિષયો વૈદિક ક્રિયામા અગત્યના ન હોવાથી તે આ પુસ્તકમા આપ્યા નથી તેમજ પ્રત્યેક મંત્રમાના આરંભમા ઋષિ દેવતા છંદ ને વિનિયોગ સંસ્કૃતમા બોલી જવાની વિશેષ આવશ્યકતા ન હોવાથી તે સંસ્કૃતમા આપ્યા નથી માત્ર સ્મરણમા રહેવા માટે ગુજરાતીમા આપેલા છે

**अहरह सन्ध्यामुपासीत** ( દ્વિજે નિત્ય નિત્ય સન્ધ્યા વન્દન કરવુ ) એમ શ્રી વેદ ભગવાનની આજ્ઞા છે સ્મૃતિઓમા પણ પૂજ્ય મહર્ષિઓએ દ્વિજોને સન્ધ્યાવન્દન કરવાની બહુ બહુ આવશ્યકતા બતાવી છે વળી લાગલાગટ ત્રણ દિવસ સંધ્યાવન્દન નહિ કરવાથી દ્વિજ (બ્રાહ્મણ ક્ષત્રિય ને વૈશ્ય) શુદ્રભાવને પામે છે એટલે કે તેના શરીર ઇંદ્રિઓ પ્રાણ ને અતકરણમા બહુ તમો ગુણ વ્યાપ્ત થાય છે ને તેથી સદ્વિચારનો નિર્ણય કરવામા તે અશક્ત થનો જાય છે માટે પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર દ્વિજે યથાકાલે યથાવિધિ સન્ધ્યોપાસન કરવામા પ્રમાદ નહિ કરતા સૂતક અને અમગલકનાના સમયમા પણ યથાવિધી સન્ધ્યાવન્દન કરવા પ્રયત્ન કરવો જોઈએ

પ્રાત કાલમા જ્યારે નક્ષત્ર સ્પષ્ટ દેખાતા હોય ત્યારે પ્રાત સન્ધ્યાનો આરભ કરે તો તે ઉત્તમકાલ નક્ષત્ર ન દેખાતા હોય એવે સમયે આરભ કરે તો તે મધ્યમકાલ, અને સૂર્યોદય થયા પછી આરભ કરે તો તે કનિષ્ટ કાલ છે સાયકાલે સૂર્ય સ્પષ્ટ દેખાતા છતા સન્ધ્યાવદનનો આરભ કરે તે ઉત્તમ કાલ સૂર્ય અસ્ત થયા પછી આરભ કરે તો તે મધ્યમ કાલ ને નક્ષત્ર દેખાયા પછી આરભ કરે તો તે કનિષ્ટ કાલ જાણવો દોઢ પ્રહર દિવસ ચઢયા પછીથી ઠેઠ સાયકાલ સુધી મધ્યાન્હ સંધ્યાનો સમય ગણાય છે પ્રાત સ યાન્હિના જે ઉત્તમ સમય કહ્યા તેનુ ઉલ્લઘન થઈ જાય તો પ્રાયશ્ચિત નિમિત્ત એક અર્ધ્ય વધારે આપવો અત્યત અશક્તિને લીધે સન્ધ્યાનો લોપ થયો હોય તો પ્રત્યેક સન્ધ્યા દીઠ સો સો ગાયત્રીનો જપ કરવો ત્રણ કરતા અધિક દિવસ સન્ધ્યાનો લોપ થયો હોય તો ઉપવાસાદિ પ્રાયશ્ચિત કરવુ શ્રાદ્ધમા જમ્યા હોય તેણે દશ ગાયત્રી વડે મત્રેલુ

જળ પીધા પછી સાજની સ ધ્યા કરવી સ ધ્યા વિનાના અન્ય કર્મો આ ગ્રંથમા સક્ષેપમા આપ્યા છે જેમને એ કર્મો સબધિ વિશેષ જાણવાની અભિલાષા થાય તેમણે આ વેદનુ આહ્નિકપ્રકાશ વાચવુ.

---

## अथ त्रण वेदनी संध्या

## उस्थान–शौच–दतधावन–स्नान.

બ્રાહ્મણોએ પાછની ૬ ઘડી રાત્રી રહે ત્યાર અગર છેવટ ૨ ઘડી રાત્રી રહે ત્યારે ઉઠીને ઇષ્ટદેવનુ સ્મરણ કરવુ પછી મ ગલવસ્તુનુ દર્શન કરવુ દીર્ઘ લઘુશકા કરી આવી મૃતિકાવડે જલદી હાથ પગ સ્વચ્છ કરવા પછી પાણીવડે મુખ શુદ્ધ કરવુ પછી દતધાવન કરી સ્નાન માટે પાત્રમા જલ ભરવુ પહેલા ઠંડુ પાણી રેડી પછી ગરમ જળ રેડવુ અગર સારૂ જળાશય હોય ત્યા જવુ પાણીમા ઉભા રહીને હાથમા જળ લઈને નીચે પ્રમાણે સકલ્પ કરવો તેમા વાર તિથી માસ-પક્ષ પચાગમા જોઈ ઉચ્ચારવો

### संकल्प

**अत्राद्ये सवत १९५४ नां वर्षे शाक १८३० प्रवर्तमान उत्तर गोलार्धे वसंतऋतौ महामांगल्ये मासोत्तममासे चैत्रमासे शुक्लपक्षे द्वितीयातिथौ गुरौवासरे ममदेहशुद्धिपूर्वकं सर्वब्रह्मकर्माधि-कारार्थे स्नानमहंकरिष्ये**

એ પ્રમાણે સંકલ્પ કરી ખુબ ચાળી શરીરને સ્વચ્છ કરી ધાબળી કે અબોટીઉ કે ધોએલ વસ્ત્ર ધારણ કરી આસનીઆપર પૂર્વ તરફ મોઢુ કરી બેસવુ પાસે ડાબી બાજુ પંચપાત્રમા જળ ભરી રાખવુ તેમા આચમની ધરવી ને આગળ ત્રભાણુ રાખવુ

## ॥ भस्म धारणं ॥

ડાબા હાથમા ભસ્મ લઈ ઉપર જમણો હાથ ઢાકી નીચેનો મંત્ર ભણવો

**ॐ अग्निरितिभस्म वायुरितिभस्म जलमितिभस्म स्थलमितिभस्म व्योमेतिभस्म सर्वंऽहवाइदंभस्मं मन एतानिचक्षूंषिभस्मानिति ॥**

એ મંત્રવડે અભીમંત્રી તેમા જળ નાખી બને હાથની વચલી ત્રણ ત્રણ આગળીઓથી કરી

**ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनम् उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीयमाऽमृतात्** એ મંત્ર ભણી ચાળીને **ॐ त्र्यायुषञ्जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम्–**

એ મંત્ર બોલી લલાટ હૃદય નાભિ કંઠ ખભા બાહુ પડખા ને પિષ્ટ એટલે સ્થાનકે ભસ્મના ત્રિપુંડ કરવા પછી હાથ ધોઈ દર્ભ પવિત્ર કરી ધારણ કરી સધ્યાવંદન કરવુ

## **आचमनम्.**

જમણી હથેળીમાં અડદનો દાણો બુડે તેટલું જળ લઈ અંગુઠો તથા ટચલી આંગળી છુટી રાખી વચ્ચેની ત્રણ આંગળીઓ સાથે ઉભી રાખીને ડાબા હાથની તર્જનીથી જમણા કાનને સ્પર્શ કરીને નીચે લખ્યા ત્રણ મંત્રોથી ક્રમે કરી ત્રણ આચમન લેવાં

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॥**

પછી અંગુષ્ઠમૂળથી બેવાર મુખ લુછી નાખી ડાબી હથેળીમાં જળ લઈ જમણે હાથે નીચે લખ્યા પ્રમાણે ઉપસ્પર્શ કરવો **ॐ वाङ्म आस्येऽस्तु** એટલું ભણી સર્વ અંગુલીઓથી મુખને હોઠને સ્પર્શ કરવો

**नसोर्मे प्राणास्तु**—આ મંત્ર ભણી તર્જની તથા અંગુષ્ઠાથી દક્ષિણ અને વામ નાસાનો જળસ્પર્શ કરવો

**दक्षिणमेचक्षुरस्तु**—એમ બોલી અનામીકા તથા અંગુષ્ઠાથી દક્ષિણ અને વામનેત્રને જળસ્પર્શ કરવો

**कर्णयोर्मे श्रोत्रमस्तु**—એમ બોલી અંગુષ્ઠાથી તથા અનામીકાથી જમણા તથા ડાબા કાનને સ્પર્શ કરવો

**बाह्वोर्मे बलमस्तु**—એમ બોલી આંગળીઓના અગ્ર ભાગથી બન્ને બાહુને જળસ્પર્શ કરવા

**ऊर्वोर्मे ओजोऽस्तु**—એમ બોલી આંગળીઓના અગ્રથી બે ઉરુને જળસ્પર્શ કરવા

**अरिष्टानि मेऽहानि तनुस्तन्वा मे सह**—એમ બોલી હૃદય તથા મસ્તક ઉપરે જળથી એક એક વાર પ્રોક્ષણ કરીને ગાયત્રી મંત્ર ભણી શિખાબંધન કરવું

## ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो-योनः प्रचोदयात्

## संकल्पः

હાથમાં જળ લઈ **अद्यास्मिन्वासरे मम उपात्तदुरितक्षयार्थं ब्रह्मावाप्तये प्रातः सन्ध्योपासनमहं करिष्ये ॥** એ પ્રમાણે સંકલ્પ કરીને પ્રથમની પેઠે **ॐ भुः ॐ भुवः ॐ स्वः** એ ત્રણ મંત્રથી ત્રણ આચમન કરી મુખ લુછીને જમણા હાથમાં જળ લઈ

## ॐ अपहता असुरा रक्षांसि वेदिसदः

આ મંત્ર ભણીને પોતાને ફરતુ પ્રદક્ષિણ રીતે જળમંડળાકારે છાંટી દેવું

## ततः प्राणायामः

જમણા હાથના અંગુઠાથી નાકનું જમણું છિદ્ર દબાવી ડાબા છિદ્રથી ધીમે ધીમે વાયુને પુરવા તેને **पूरक** કહે છે અને પછી જમણી અનામિકા તથા કનિષ્ઠિકાથી નાકના ડાબા છિદ્રને પણ દબાવી પ્રાણ રોકવા તેને **कुम्भक** કહે છે તેમજ જમણી અનામીકા તથા કનષ્ઠિકાથી ડાબું છિદ્ર દબાવી રાખી જમણું છિદ્ર ખુલ્લું કરી તેમાંથી ધીમે ધીમે પ્રાણવાયુ બહાર કાઢવો તેને **रेचक** કહેવાય છે એ ત્રણે ક્રીયાઓમાં

નીચે લખ્યો મંત્ર એકવાર ભણવો એવી રીતે અભ્યાસ કરતા પૂર-કમા એકવાર કુંભકમા ચારવાર અને રેચકમા બેવાર એમ મંત્રની ૬ આવૃતી થાય ત્યારે એક પ્રાણાયામ થાય એવા પ્રાણાયામ ૯ અથવા બની શકે તેટલા કરવા—

## प्राणायाम मंत्र.

**ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ महः ॐ जनः ॐ तपः ॐ सत्यम् । ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्यधीमहि धियोयोनः प्रचोदयात् । ॐ आपोऽज्योतिरसोऽमृतं ब्रह्म भू र्भुवःस्वरोम् ।**

એ પ્રમાણે પ્રાણાયામ કરી જમણી હથેલીમા આચમન માટે જલ લઇને

## मत्राचमनम्

**ॐ सूर्यश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्योरक्षन्ताम् । यद्रात्र्यापापमकार्षं मनसा वाचा हस्ताभ्यां पद्भ्यां मुदरेण शिश्ना रात्रिस्तदवलुम्पतु यत्किञ्चिद्दुरितमयिइदमहं माममृत योनौसूर्ये ज्योतिषि जुहोमि स्वाहा**

આ મંત્ર ભણી આચમન લઇને ( **प्रणवेनद्विराचमेत्** ) બીજા બે આચમન ઔંકાર ભણીને કરવા

## मार्जनम्

ડાબી હથેલીમા અથવા કોઇ પાત્રમા જલ લઇ જમણે હાથે દર્ભ કરી પ્રત્યેક મંત્ર બટે મસ્તક ઉપરે માર્જન કરવુ અથવા તો

પ્રથમ મસ્તકે બીજુ પ્રથિવીએ અને ત્રીજુ હૃદયે એમનું એમ પાછુ ચોથુ મસ્તકે પાંચમુ પ્રથિવીએ અને છઠ્ઠુ હૃદયે સાતમુ મસ્તકે આઠમુ પ્રથિવીએ નવમુ હૃદયે માર્જન કરવુ

**ॐ आपोहिष्ठामयोभुवस्तान ऊर्जेद धातनमहेरणायचक्षसेयो वः शिवतमोरसस्तस्य भाजयतेह नः उशतीरिवमातरः तस्माऽ अरङ्गमामवोयस्यक्षयायजिन्वथ आपो जन यथाचनः**

**अघमर्षणम्ः**

જમણા હાથની અંજલિમા પાણી લઈ નાસીકા પાસે ધરી રાખી નીચે લખ્યો મંત્ર ભણવો

**ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातोमल्लादिवपूतं पवित्रेणे वाज्यमापः शुद्धन्तु मैनस.**

એ મંત્ર ભણી જલાંજલિ નાખી પછી જો નદ્યાદિક તીર્થ હોય તો પાણીમા ડુબકી મારી ઉપર લખ્યો અઘમર્ષણ મંત્ર ભણી જવો આ મંત્ર માત્ર યજુર્વેદિની માટે છે ઋગ્વેદ અથ સામવેદીએ **अघमर्षण** નીચે લખ્યો મંત્ર ભણી કરવુ

**ॐ ऋतं च सत्यंचाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्य जायत । तत समुद्रो अर्णवः समुद्रादर्णवादधि संवत्सरो अजा- यत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतोवशी सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयद् दिवंच पृथिवीं चांतरिक्ष मथोस्वः**

## अर्घप्रदानम्.

ચંદન પુષ્પ તથા અક્ષત સહિત જલનો અથવા કેવલ જલનો અંજલિ બે હાથે ભરીને સૂર્યાભિમુખ ઉભા રહી મનમાં હતિ ગાયત્રી મંત્ર ભણી અર્ઘપ્રદાન ત્રણવાર કરવું પછી હાથ ઉંચા કરી નીચે લખ્યા ચાર મંત્ર ભણી સૂર્યોપસ્થાન કરવું

## सूर्योपस्थान.

उद्वयन्तमसस्परिस्वः पश्यन्त उत्तरं देव देवत्रासूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥

उदुत्यं जातवेदसं देव वहन्ति केतवः। दृशेविश्वायसूर्यम चित्रंदेवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः। आप्राद्यावापृथिवी अन्तरीक्ष ँ सूर्यआत्मा जगतस्तस्थुषश्च तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं। जीवेम शरदः शतं ँ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतंभूयश्च शरदः शतात् ( इत्युपस्थानम् )

ઋગ્વેદીએ તથા સામવેદીએ **उदुत्य** તથા **चित्रदेवानां** એ બે મંત્ર ભણી ઉપસ્થાન કરવું પછી હાથમાં જલ લઈને **अत्राद्य॰ परमात्मप्रीत्यर्थं गायत्रीजपमहं करिष्ये** એમ સંકલ્પ કરીને ગર્ભ માળાથી અથવા માળાથી **रुद्राक्ष** યથાશક્તિ યથાવકાશ ૧૦૦૦ અથવા ૫૦૦ નહી તો ૧૦૮ તો જરૂર ને જો કંઈ અતિશય કાર્યા-નિપાત જેવું હોય તો દશ ગાયત્રી જપ કરીને હાથમાં જલ લઈને

**अनेन जपकृतेन सविता देव प्रीयताम्** એટલું ભણી જલ પૃથ્વીપર નાખી ગુરુ વગેરેને અભિનન્દન કરવું **इति प्रात सन्ध्या**

## मध्याह्नसन्ध्या.

સંકલ્પમાં **अत्राद्य० मध्याह्नसन्ध्योपासनमहं करिष्ये** એમ ભણવું પ્રાણાયામ કરી પછી આચમન લેવાનો મંત્ર **सूर्यश्च०** ને બદલે નામનું નીચે લખ્યો મંત્ર ભણવો

**ॐ आपः पुनन्तु पृथिवीं पृथ्वी पूता पुनातु माम् । पुनन्तु ब्रह्मण स्पतिर्ब्रह्म पूता पुनातु माम । यदुच्छिष्टमभोज्यंयद्वादुश्चरित ममि सर्वं पुनन्तु मामापोऽसतांश्च प्रतिग्रह स्वाहा ॥**

ગાયત્રી મંત્રવડે અર્ઘ્યપ્રદાન ઉભા ઉભા એકવાર કરવું જપ હૃદય આગળ હાથ રાખી કરવો બાકી સઘળું પ્રાત સંધ્યાવત્ કરવું

## साय सन्ध्या

સંકલ્પમાં **अत्रा० साय सन्ध्योपासनमहङ्करिष्ये** એમ ભણવું પ્રાણાયામ કર્યા પછી આચમન લેવાનો મંત્ર **सूर्यश्च** ને બદલે નીચે લખ્યો મંત્ર ભણવો

**ॐ अग्निश्च मामन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम् । यदह्ना पापमकार्षं मनसा वाचा हस्ताभ्याम् पद्भ्या मुदरेण शिश्ना अहस्तदवलुम्पतु यत्किंचिदुरितं मयि । इदं मह माममृतयोनौ सत्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥**

ગાયત્રી મંત્ર કરી અર્ઘ ત્રણ અંગ ગેડા આપવા બાકી મંત્રણ પ્રાત સંધ્યાવત્ કરવું

## आथर्वण सन्ध्याप्रयोग विशेष

### आचमन मंत्र.

ॐ अमृत मस्यमृतो पस्तरणमस्य मृता यत्वोपस्तृणामि।

દરેક આચમન વખતે આ મંત્ર ભણીને હાથમાં જલ લેવું ને નીચેનો મંત્ર ભણી આચમન લેવું

ॐ जीवास्थ जीव्यास मर्वमायुर्जीव्यासम् । १ ।

ॐ उपजीवास्थोपजीव्यासं सर्वमायुर्जीव्यासम् । २ ।

ॐ सजीवास्थसंजीव्यासं सर्वमायुर्जीव्यासम् । ३ ।

### प्राणायाम मंत्र.

ॐ भूः ॐ भुवः ॐ स्वः ॐ जनत् ॐ वृद्धत् ॐ करत् ॐ रुहत् ॐ महत् ॐ तत् ॐ शं ॐ तत्सवि० आपोज्योरोम् ॥

### मार्जन अघमर्षणादि यजुर्वेदित्

### अर्घप्रदान मंत्रः

પાત્રમાં પુષ્પાક્ષતયુક્ત જલ લઈ

ॐ हरिः सुपर्णो दिवमा रुहोऽर्चिषाये त्वादिप्संतिदेवमुत्पतन्तम् । अवतां जहिहरसा जातवेदोबिभ्यदुग्रोऽर्चिषादिवमरोहसूर्य ॥ श्रीमित्राय इदमर्घ्यं न मम ।

એ પ્રમાણે બેવાર અર્ઘ્યદાન કરવું **असावादित्यो ब्रह्म** એટલું ભણી પ્રદક્ષિણાક્રમે ફરીને નીચે લખ્યા મંત્ર ભણીને ઉપસ્થાન કરવું

**अभयं न इति ब्रह्मसूर्यो जगत्यां प्रातरुपस्थाने विनियोगः। ॐ अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावापृथिवी उभे इमे। अभयं न पश्चाद् भय पुरस्तादुत्तराद धराद भयं नोऽअस्तु॥ अभयं मित्रादभयम मित्राद भयं पुरो यः। अभयं नक्तम भय ।दवानः सर्वा आशाममुमिचं भवन्तु ॥**

મધ્યાહ્ન સંધ્યામાં અર્ઘ્ય ર **उदुत्य० चित्रदे०** એ બે મંત્રથી દેવા

**उद्वय तमसस्परि रोहतोनाकमुत्तमं। देवंदेवत्रा०**

યજુર્વેદની સંધ્યામાં લખેલા મંત્રમાં ઉપર પ્રમાણે પા ... કરી ભણીને સૂર્યોપસ્થાન કરવું

સાયસન્ધ્યામાં અર્ઘ્ય ર નીચે લખ્યો મંત્ર ભણી દેવા

**अपांजालेति ब्रह्म जातवेदः सूर्यो जगति अर्घदाने वि० ॐ अपोजाला असुराभाविनोऽयस्मयैः पाशैर किनोयेचरन्ति तॉ स्तरन्ध यामीहरसा जातवेदः महस्त्रऋष्टिः स पत्नान्प्रमृणन् पाहिवज्रः॥ श्री वरुणायेदमर्घ्यं** ( આચમન કરીને ) **उद्धेति विश्वामित्रः सूर्योगायत्र्युपस्थाने विनियोगः ॐ उद्धेदभी श्रुता मघं वृषभं नर्यापसं। अस्तारमेषि सूर्य। नवयोनवतिं पुरोबिभेद**

बाह्वोजसी । अहिवत्रहावधीत् सनइन्द्रः शिवः सखाश्वावद् गोमधवदुरुधारेवदाहते ॥

ગોત્રકર્મ પ્રાત સંધ્યાવત્ તથા યજુર્વેદની સંધ્યાવત્ કરવુ

इन्याथर्वण संध्याप्रयोगः

## अथ यज्ञोपवित धारण विधि,

આચમન તથા પ્રાણાયામ સંધ્યાવંદનના આરંભમા લખ્યા પ્રમાણ કરીને જનોઇ ડાબા હાથમા રાખીને જમણે હાથે ગાયત્રી મંત્રથી અભિમંત્રિત જલને કરી પ્રોક્ષણ કરવુ પછી તે જનોઇ મ સ્તકમા મોઢુ નાખી નીચે લખ્યા મંત્ર ભણવા

ॐ यज्ञोपीवत परमंपवीत्र प्रजापते र्यत्सहजं पुरस्तात् आयु-ष्यमग्र प्रतिमुञ्चशुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः।यज्ञोपवीनमसि यज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि.

આ મંત્ર ભણી જમણો હાથ ઉંચો કરી જનોઇ પહેરવુ પાછુ બેત આચમન કરવુ આ પ્રમાણે બીજુ જનોઇ પણ પહેરવું અને જુનું જનોઇ માથા ઉપરથી કાઢી નાખી આચમન કરવુ

## साधारण सङ्कल्पम्

पुण्याहं पुण्याहं सन्मुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः लंबोदरश्च विकटो विघ्ननाशो विनायकः ॥ १ ॥ धूम्रकेतुर्ग णाध्यक्षो भालचंद्रो गजाननः॥ द्वादशैतानि नामानि यः पठेत् शृणुयादपि ॥ २ ॥ विद्यारम्भे विवाहेच प्रवेशे निर्गमे तथा

संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥ ३ ॥ लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः येषामिंदिवरश्यामो हृदयस्थो जनार्दनः ॥ ४ ॥ शुक्लांवरधर देवं शशिवर्णम् चतुर्भुजं प्रसन्न वदन ध्यायेत् सर्वविघ्नो पिशांतये ॥ ५ ॥ अभीप्सितार्थ सिध्यर्थं पूजितोयःसुराश्वरैः सर्वविघ्न हरस्तस्मै गणाधिपतये नमः

अद्ये श्रीब्रह्मणो द्वितीयपरार्धे वैवस्वतमन्वंतरे अष्टाविंशतितमे कलियुगे प्रथमचरणे भूर्लोके भरतखंडे जबूद्वीपे आर्यावर्तैकदेशे कुमारिकानामक्षेत्रे सरस्वत्याम् महानद्या पूर्वे तटे गंगायाम् पश्चिमे तटे अथेति श्री विक्रमार्के संवत १९६४ ना वर्षे शालिवाहनादि शाके १८२९ प्रवर्तमाने श्री सूर्ये उत्तरायणगते ग्रीष्मऋतौ महामांगल्ये मासोत्तममासे श्री चैत्रमासे शुक्लपक्षे द्वितीयायां गुरुवासरे श्रीलग्नमूहुर्त ग्रहगणवरिष्टाया मम लाभार्थ विद्यार्थ मनःकामनासिध्यर्थं दशविधलक्ष्मीफल प्राप्त्यर्थं अलक्ष्मीफलविनाशनार्थं एव अमुकनिमित्त इहलोके दत्तं परलोके सुखाख्यात तेन पुण्येन श्री महाविष्णुः प्रीयताम् नम ॥

મકર સંક્રાંતિથી કર્ક સંક્રાંતિ સુધી ઉત્તરાયણ કહેવું કર્ક સંક્રાંતિથી મકર લગી દક્ષિણાયન કહવાય છે મીન મેખ વસંતઋતુ વૃષભ મિથુન ગ્રીષ્મઋતુ કર્કસિંહ વર્ષાઋતુ કન્યાતુલા શરદઋતુ વૃશ્ચિક ધન હીમતઋતુ મકર કુંભ શિશિરઋતુ

## अथ शिव पूजनम्

જલપાત્ર પંચપાત્ર આચમની ચંદન પુષ્પ ધુપ દીપ ઇત્યાદી સામગ્રી લઈને સંધ્યાવિધિમા બતાવ્યા પ્રમાણે આચમન પ્રાણાયામ કરી હાથમા જલ લઇ **अत्राद्य० श्री साम्बसदाशिवप्रीत्यर्थं शिवपूजनमहं करिष्ये** એવી રીતે સંકલ્પ કરવો પછી જલપાત્રમા આવાહ્નિ મુદ્રા કરીને **गंगे च यमुनेचैव गोदावरि सरस्वति नर्मदे सिंधु कावेरि जलेऽस्मिन्सन्निधिंकुरु ॥** આ શ્લોક ભણી તિર્થાવાહન કરી તેમા ચંદન પુષ્પ નાખી ધેનુ મુદ્રાવડે તે જલનુ અમૃતીકરણ કરીને ॐ **नमः शिवाय** એ પંચાક્ષર મંત્ર આઠ વાર ભણવો ને જલ અભિમંત્રિત કરવુ પછી તે જલથી પુજોપહાર ને તથા આત્માને પ્રોક્ષણ કરવુ પછી ૐ પ્રણવનો ઉચ્ચાર કરી આત્માને વિષે શિવરૂપ ભાવના કરી નીચે લખેલો મંત્ર ભણી તેમા કહ્યા પ્રમાણે શંકરનુ ધ્યાન કરવુ

### ध्याननो श्लोक

**ध्यायेन्नित्यं महेश रजतगिरिनिभ चारुचंद्रावतंसं ॥ रत्नाकल्पोज्वलांगं परश, मृगवराभितिहस्त प्रसन्नम् ॥ पद्मासीन समन्तात्स्तुतममरगणै र्व्याघ्रकृत्तिवसान ॥ विश्वाद्यं विश्ववन्द्यं निखिलभयहरं पंचवक्त्रं त्रिनेत्रं ॥ १ ॥ कर्पुरगौरं करुणावतारं संसारसार भुजगेंद्रहारम् । सदावसन्त हृदयारविन्दे भवं भवानीसहितं नमामि ॥ २ ॥**

ઉપરના શ્લોકમાથી ગમે તે શ્લોક ભણી ધ્યાન કરવુ તદનંતર **मूलमंत्र ॐ नमः शिवाय** એ મંત્રવડે નીચે લખ્યા ઉપ-

ચારા મમર્પવા જે ઉપચાર હાજર ન હોય તો તે ઠેકાણે માત્ર જલની આચમની ભરીને મુકવી **ॐ नम शिवाय आसन समर्पयामि** એમ ભણી જલની આચમની ચડાવવી અને એજ પ્રમાણે દરેક ઉપચાર કરતા જવુ **ॐ न० पाद्यसम० ॐ न० अर्घ्य सम० ॐ न० आचमनीय सम० ॐ न० स्नान सम०** (આ ઠેકાણે જો પંચામૃત હોય તો મૂલ મંત્રે કરીને **पय स्नान दधिस्नान घृतस्नान मधुस्नान शर्करास्नान** એમ ભણીને પંચામૃત **स्नान** કરાવવુ) પછી **ॐ न० चंदन पुष्प** એમ ભણી ચંદન પુષ્પ ચડાવીને અનંતર **रुद्राष्टाध्यायीथी** અથવા **नमस्त** એ રૂદ્રાધ્યાયથી અથવા **पुरुषसुक्तथी** અથવા **यज्जाग्रत** એ છ **शिव सङ्कल्प** મંત્રોથી અથવાતો **नम शम्भवाय** એ એકજ મંત્રથી અભિષેક કરવો ઋગ્વદીએ **नमस्ते** અધ્યાયથી અથવા તો **सद्योजात्र** ઇત્યાદી પાંચ મંત્રથી અભિષેક કરવો સામવેદીએ **नमस्ते** અધ્યાયથી અથવા **आवो राजन** એકજ મંત્રભણી અભિષેક કરવો અથર્વવેદી હોય તો તેણે પણ **नमस्ते** અધ્યાયથી અથવા **सद्योजातादि** પંચ મંત્રથી અથવા **नम सम्भवाय** એ એક જ મંત્રથી અભિષેક કરવો અભિષેક સમાપ્ત થયા પછી શિવલીંગને નવરાવીને **ॐ नम शिवाय यज्ञोपवितचमनीयानि परिकल्पयामि** એમ ભણી જલની આચમની મુકીને **ॐ नम चन्दनसमर्पयामि** એમ ભણી ચંદન ચડાવવુ **ॐ नम पुष्प समर्पयामि** એમ ભણી પુષ્પ ચડાવવા પછી

**त्रिदलं त्रिगुणाकार त्रिनेत्रं च त्रिवर्गदम् ।**

**त्रिजन्मपाप संहार मेकबिल्वं शिवार्पणम् ॥**

એ શ્લોક ભણીને અથવા મુળ મંત્ર કહીને બિલ્વીપત્ર ચડાવવું

ॐ **नमः धूपमाघ्रापयामि** એમ ભણી ધુપ કરવો

ॐ **नमः दीपदर्शयामि** એમ ભણી દીપ કરવો

ॐ **नमः नैवेद्य समर्पयामि** એમ ભણી નૈવેદ્ય ધરાવવા

ॐ **नमः पुनराचमनीय समर्पयामि** એમ ભણી જળની આચમની મુકવી

ॐ **मुखवास समर्पयामि** ॐ **नमः नीराजनं समर्पयामि** આરતી કરવી,

ॐ **नमः प्रदक्षिणा करोमि** એમ ભણી જળથી પ્રદક્ષિણા કરવી

ॐ **नमः नमस्कारं** એ હાથ જોડી નમન કરવું પછી **महिम्न स्तोत्र** અથવા **जयशंकरस्तोत्र** યથાનકાન ભણીને અથવા મુળ મંત્ર કહીને **पुष्पांजलिं समर्पयामि** એ રીતે પુષ્પાંજલી આપીને હાથ જોડી નીચે લખ્યા શ્લોક ભણી ક્ષમા માગવી **करचरणकृतं वाक्कायजं कर्मजं वा । श्रवणनयनजं वा । मानसं वापराधम् । विहितमविहितं वा । सर्वमेतत् क्षमस्व । जय जय करुणाब्धे श्रीमहादेवशम्भो ॥** પછી હાથમાં જળ લઈ **अत्राद्य अनेन शिवपूजनकृतेन श्रीसाम्बसदाशिव प्रीयताम्** એ પ્રમાણે પૂજન નિવેદન કરીને નીચેનો શ્લોક ભણી શિવ નિર્માલ્યનું વંદન કરવું **शिवनिर्माल्यतोयेन योऽङ्गानि परिमार्जयेत् आधय स्तस्य नश्यन्ति व्याधीनान्तु कथैव का ॥** વદનન્તર અવકાશાનુસાર ૧૦૮

અથવા ૧૦ પંચાક્ષર ( મૂલ મંત્ર ) નો જપ કરી અને **शिवार्पण-मस्तु** એમ બોલી જપ નિવેદન કરી બાણ લિંગાદીચર લિંગ હોય તો તેને ઠેકાણે પધરાવવું અને જો સ્થિર લિંગ હોય તો મંદિરની બહાર આવીને **वृषचण्ड वृष चव सोममत्र पुनर्वृषम् । चण्ड च सोममत्र च पुनश्चण्ड पुनर्वृषम्** એ શ્લોકમાં કહ્યા પ્રમાણે નવ નમસ્કાર કરી પ્રદક્ષિણા કરવી **इति शिवपुजनम् ॥**

## ॥ वैश्वदेव कर्म ॥

સર્વ ૧૮ શાખાઓને સાધારણ શાકલ વિધી છે તેથી તદનુસારી પ્રયોગ આપ્યો છે હાથમાં જલ લઈ—**अत्राद्य मम पञ्चसूनाजनितदोषपरिहारार्थं पञ्चयज्ञात्मकं वैश्वदेवकर्माऽहं करिष्ये** એમ સંકલ્પ કરી પછી નીચે લખ્યા સૂત્રખંડ ભણી સ્થંડિલમાં પંચ ભૂ સંસ્કાર કરવા **अथातो गृह्यस्थालीपाकानां कर्म । दर्भैः परिसमुह्य** દર્ભ કરીને વાળી નાખીને **गोमयेन उपलिप्य ३** ગોમયથી લીંપીને **कुशेन उल्लिख्य ३** દર્ભના મૂળથી પશ્ચિમથી પૂર્વ ભણી ત્રણ રેખા કરીને **अनामिकाङ्गुष्ठेन उद्धृत्य** અનામિકા તથા અંગુઠવતે ઉચેડાએલ રજ કાઢી નાખીને **उदकेनाभ्युक्ष्य ३** જલે કરીને ત્રણ વાર પ્રોક્ષણ કરીને **अग्निमुपसमाधाय** અગ્નિને સ્થંડિલમાં પધરાવીને નીચે લખ્યો મંત્ર ભણવો ૐ **अग्निं प्रणयामि मनसा शिवेनायमस्तु सङ्गमनो वसूनाम् । मानोर्हिंसी स्थविर मा कुमारं शन्नोभव द्विपदे श चतुष्पदे ।** આ મંત્ર ભણી પ્રાર્થના કરી નીચેનો મંત્ર ભણી ધ્યાન ધરવું **ॐ चत्वारि शृङ्गा त्रयो अस्य पादा द्वे शीर्षे सप्त हस्तासोऽस्य । त्रिधाबद्धो वृषभो रोरवीति महादेवो मर्त्यां आविवेश ॥ पावकनाम्ने वैश्वानराय इदमत्र चंदनं**

**च पुष्पं।** એમ ભણી ચંદન પુષ્પ સ્થંડીલ ઉપર મુકી **सकुशोदकेन पर्युक्षणं**–દર્ભ સહીત જલથી ગત પ્રત્યાગત પ્રદક્ષિણ રીતે સ્થંડિલને પર્યુક્ષણ કરવુ પછી અગ્નિ પ્રજ્વલિત કરીને નીચે લખ્યા મંત્રોથી પ્રથમ ચાર આહુતી ફક્ત ઘૃતની અને પછીથી આઠ આહુતીઓ ઘૃત યુક્ત ભાત અથવા બીજા હવિષ્ય અન્નની આપવી

**ॐ भूः स्वाहा इदमग्नये ॥ १ ॥ ॐ भूवः स्वाहा इदं वायवे ॥ २ ॥ ॐ स्वः स्वाहा इदं सूर्याय ॥ ३ ॥ ॐ भूर्भूवः स्वः स्वाहा इदं प्रजापतये ॥ ४ ॥ ॐ देवकृतस्यैनसोवयजनमसि स्वाहा इदं देवेभ्यः ॥ ५ ॥ ॐ मनुष्यकृतस्यैन सोवयजनमसि स्वाहा इदं मनुष्येभ्यः ॥ ६ ॥ ॐ पितृकृतस्यैनसोवयजनमसि स्वाहा इदं पितृभ्यः ॥ ७ ॥ ॐ आत्मकृतस्यैनसोवयजनमसि स्वाहा इदमात्मने ॥ ८ ॥ ॐ एनस एन सोवयजनमसि स्वाहा इदमेनसे ॥ ९ ॥ ॐ यच्चाहमेनो विद्वाँश्चकार यच्चा विद्वाँस्तस्य सर्वस्यैनसोवयजनमसि स्वाहा इदमग्नये ॥१०॥ ॐ प्रजापतये स्वाहा इदं प्रजापतये ॥ ११ ॥ ॐ अग्नये स्विष्टकृते स्वाहा इदमग्नये स्विष्टकृते ॥ १२ ॥**

**ततो बलिदानम्** ॥ ત્યાર પછી નીચેના મંત્રોથી નીચના ક્રમ પ્રમાણે ૭ બલિદાન કરવા

**ॐ विधात्रेनमः इदं विधात्रे ॐ धात्रेनमः इदधात्रे**

**ॐ भूतानां पतये नमः इदं भूतानां पतये**

ॐ सर्वेभ्यो भूतेभ्यो नमः इद सर्वेभ्यो भूतेभ्यः
ॐ विश्वेभ्यो देवेभ्यो नमः इदं विश्वेभ्यो देवेभ्यः

જનોઈ કઠય કરીને મનુષ્ય તિર્થથી ( અપસવ્ય કરીને પિતૃ તીર્થથી )

ॐ सनकादिमनुष्येभ्यो नमः ॐ पितृभ्यः स्वधा
इदं सनकादिमनुष्येभ्यः इदं पितृभ्यः

પછી તે પાત્રમા થોડુ જળ લઈ અને **यस्मैतत्तेनिर्णेजने ॥** એટલુ ભણી તે પાણી વાયુ ખુણા, નરફ નાખવુ પછી હાથ ધોઇને જનોઈ સવ્ય કરીને

गोभ्यो नमः इद गोभ्यः स्वभ्यो नम इद् स्वभ्यः वायसेभ्यो नमः इद वायसेभ्यः पिपीलिकादिभ्यो नमः इदं पिपीलिकादिभ्यः अतिथये नमः इदमतिथये ।

એ પ્રમાણે પાચ અન્ન ભાગ મુકવા હાથમા જલ લઈ

अत्राद्य० अनेन वैश्वदेवाख्येन कर्मणा श्रीयज्ञनारायणः प्रीयताम् પછી त्र्यायुषमिति भस्मना ललाटे ग्रीवायां दक्षिणेंऽसे हृदिच त्र्यायुष०

એ મ ત્રથી લલાટે કઠે જમણે ખભે અને હૃદયે ભસ્મવદન કરવુ પછી હાથ જોડીને

गच्छ गच्छ सुरश्रेष्ठ स्वस्थाने परमेश्वर ।
यत्र ब्रह्मादयो देवास्तत्र गच्छ हुताशन ॥

એ શ્લોક ભણી વિસર્જન કરવુ આ સમયે જો કોઈ અતિથી હાજર હોય તો તેને યથાશક્તિ અન્ન દેવુ

## ( अथ ब्रह्मयज्ञम् )

વેદ સહિતા ભણેલ હોય તેણે યથાવકાશ પાચ બે અથવા એક અધ્યાયનો પાઠ કરી સ્વાધ્યાય યજ્ઞ કરવો તે બ્રહ્મયજ્ઞ કહેવાય છે કદી સહિતા ભણેલ ન હોય તો નીચેના મત્ર ભણી બ્રહ્મયજ્ઞ કરવો આચમન પ્રાણાયામ કરી

કુશ પવિત્ર ધારણ કરી. હાથમા જવ લઇ

**अत्राद्य० श्री परमात्मप्रीत्यर्थं स्वाध्याययज्ञेनाहं यक्ष्ये** એમ સકલ્પ કરીને ॐ **आ ब्रह्मन् ब्राह्मणो ब्रह्मवर्चसी जायता माराष्ट्रे राजन्यः शूरइषव्योति व्याधि महारथोजायतां दोग्ध्रीं धेनुर्वोढाऽनड्वानाशुः सप्तिः पुरन्धिर्योषाजिष्णुरथेष्ठाः ॥ सभेयोयुवाऽस्य यजमानस्य वीरो जायताम् ॥ निकामेनिकामेनः पर्जन्यो वर्षतु फलवत्यो न औषधयः पच्यन्तां योग क्षेमोनः कल्पताम् ? विश्वानि देव सवितर्दुरितानि परासुव ॥ यद्भद्रंतन्न आसुव ॥ २ ॥ अनेन ब्रह्मयज्ञेन श्रीपरमात्मा प्रीयताम्.**

એ પ્રમાણે બ્રહ્મયજ્ઞ કરવો અથવા તો નીચે લખ્યા ચાર વેદના પહેલા ચાર મત્રો ભણી બ્રહ્મયજ્ઞ કરવો

ॐ अग्निमीडेपुरोहितं यज्ञस्य देवमृत्विजं होतार रत्न धातमं ॥ ॐ ईषेत्वोर्जेत्वा व्वायवः स्थदेवो वः सविता प्रापर्येतु श्रेष्ठतमाय कर्मणऽआप्या यदूध्व मघ्न्याऽइन्द्राय भागं प्रजावतीरनमीवाऽ अयक्ष्मामावस्तेनऽईशत माघश ॐ सोध्रुवाऽअस्मिन् गोपतौस्यात् बह्वीर्यजमानस्य पशून्पाहि ॥२॥ ॐ अग्नआयाहि वीतये गृणा-नोहव्यदातये निहोतासत्सि बर्हिषी ॥३॥ ॐ शन्नोदेवीरभिष्टयऽ आपोभवन्तुपीतयेशंयोरभिस्रवन्तु नः ॥४॥

## ( अथ भोजन विधि )

પશ્ચાદ્ કરીને બે હાથ બે પગ અને મોઢું ધોઈને કપાળમાં ચંદન કરી પૂર્વાભિમુખે બેશી પાત્રમાં પીરસેલા અન્નને હાથમાં જળ જલ લઈ ॐ **भूर्भुव स्व तत्स वि०** એ ગાયત્રી મંત્ર ભણી તે જલથી પ્રોક્ષણ કરીને દિવસ હોય તો **सत्यंत्वर्त्तेन परिषिञ्चामि ॥** એ મંત્ર ભણીને અને જો રાત્ર હોય તો **ऋतन्त्वासत्येन परिषि-ञ्चामि ॥** એ મંત્ર ભણીને પાત્રની આસપાસ પ્રદિક્ષણાની રીતે જલધારા કરીને તે થાળ ઉપર જમણી બાજુએ જમણેથી ડાબી કોરે લઈ જતા **ॐ भूपतये नम ॐ भुवनपतये नम ॐ भूताना-पतये नम** એ ત્રણ મંત્ર ભણી ભાતના અથવા બીજા હવિષ્ય અન્નના ત્રણ બલિ મુકીને તે ઉપરે જલ પ્રોક્ષણ કરીને એ ત્રણે બલિ એકઠા કરવા પછી હાથ ધોઈ જમણા હાથમાં આચમન વાસ્તે જલ લઈ ડાબા હાથનો અંગુષ્ટ પાત્રને અડાડી રાખી **ॐ अमृतोपस्तरणमसि स्वाहा** એ મંત્ર ભણી આચમન કરીને **ॐ प्राणाय स्वाहा। ॐ अपानाय स्वाहा। ॐ व्यानाय स्वाहा। ॐ उदानाय स्वाहा।**

ॐ **समानाय स्वाहा** એ પાચ મત્રોવી ક્રમે કરી ભાત અથવા બીજા હવિષ્ય અન્નના પાચ ગ્રાસ પાચે આગલી ભેગી કરીને લેવા ત્યાસુધી ડાબા અગુષ્ઠથી પાત્ર સ્પર્શ કરી રાખવો પછી ડાબો હાથ ધોઇ આખે જનસ્પર્શ કરીને યથારૂચી જમી રહ્યા પછી છેલે હાથમા જલ લઇ ॐ **अमृतापिधानमसि स्वाहा** એ મત્ર ભણી અર્ધજલ રેડીને પી જવુ અને અર્ધજલ પ્રથમ એકઠા કરેલા બલિ ઉપરે પિતૃ તીર્થથી કોગળા મુખ શુદ્ધિ કરી મુખવાસના લઈ શિખા છોડી નાખવી

**अेतत्सन्ध्यात्रयं प्रोक्तं ब्राह्मण्यं यत्र तिष्ठति ॥**
**यस्य नास्त्यादरस्तत्र न स ब्राह्मण उच्यते ॥**

**॥ कात्यायनः ॥**

એ પ્રમાણે સધ્યાનુ ત્રય કહ્યુ એ ત્રણકાલની સધ્યાનુ ઉપાસન કરવામાજ બ્રાહ્મણપણ રહેલુ છે જે બ્રાહ્મણ યથાકાલ એ સધ્યા કરવામા આદર નથી રાખતા તે બ્રાહ્મણજ ન કહેવાય—

**संध्या येन न विज्ञाता सध्या येनाऽनूपासिता**
**स जिवच्छूद्रतामेति मृतश्चश्वाभिजायते ॥ २ ॥**

**॥ गोभिल ॥**

જેણે સધ્યા જાણી નથી જેણે સધ્યાનુ ઉપાસન કર્યુ નથી તે પુરૂષ જીવતા લગી શુદ્ર રહીને મરવા પછી કુતરો થાય છે

**सध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।**
**यदन्यत् कुरुते कर्म न तस्य फलभाग् भवेत् ॥ इश्च ॥**

સંધ્યાહીન પુરૂષ સદા અપવિત્ર છે સર્વ કર્મમા નાલાયક છે અને બીજુ જે કાંઈ કાર્ય કરે છે તેનુ ફળ તેને મળતુ નથી

**संध्यातिक्रमण यस्य सप्तरात्रमपि च्युतम्**
**उन्माददोषयुक्तोपि पुनः संस्कारमर्हति ॥**

જે બ્રાહ્મણો પ્રાતકાલે તથા સધ્યાકાલે સધ્યોપાસન કરતો નથી સાત દિવસ વ્યતિત થાય છે તે કદાચ દીવાનો થઇ ગયો હોય તો પણ તેને ફરી સસ્કાર કરવો જોઇએ

**ब्रह्मचर्याद् ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते**
**अेवमाहुः परलोके ब्रह्मचर्यविदो जनाः ॥ मनुः ॥**

બ્રાહ્મણોનુ બ્રાહ્મણપણુ બ્રહ્મચર્ય પાળવાથી આવે છે કેમકે બ્રાહ્મણે ચર્યા=બ્રહ્મચર્ય બ્રાહ્મણે વેદ ગ્રહણાર્થે માટે જે ચર્યા અમુક પ્રકારના નિયમોનુ પ્રતિપાલન તે બ્રહ્મચર્ય અર્થાત્ જે બ્રાહ્મણ ઉર્ધ્વરેતા રહીને વેદાધ્યયન કરે તે બ્રાહ્મણ સજ્ઞાને યોગ્ય છે એમ અભિજ્ઞ જનો કહે છે

**नास्ति योगं विना सिद्दि र्न वा सिद्धिं विना यशः**
**नास्ति लोके यशा मूलं ब्रह्मचर्यात् पर तपः ॥शिव–पू०॥**

યોગ વિના સર્વથા સિદ્ધી પ્રાપ્ત થતી નથી સિદ્ધી વિના જગતમા યશ મળતો નથી આ લોકને વિષે નિર્મલ યશનુ મૂલરૂપ બ્રહ્મચર્યથી પર બીજુ કોઇ તપ નથી બ્રહ્મચર્ય એજ સર્વ સિદ્ધીનુ મુલ છે

**मथुरायां विलोमेन मध्यमाक्षरवर्जितं**
**यन् मुखे द्वयक्षर नास्ति तन् मुखे मध्यमाक्षरं ॥१॥**

(ध्यानम्)

मध्याह्नकाले या संध्या श्वेतांगी श्वेतवाससा ।
वृषस्कंधसमारूढा तथा च रुद्रदेवता ॥ १ ॥
युवा यजुर्वेदमुखी रुद्रेण सह आवह ॥
आयाहि वरदे देवी त्र्यक्षरे रुद्रवादिनी ॥२॥
सावित्री छंदसां माता रुद्रयोनि नमोऽस्तु ते ।
अपराण्हे तु या संध्या कृष्णांगी कृष्णवाससा ॥१॥
गरुडस्कंधसमारूढा तथा च विष्णुदेवता ।
वृद्धा सामवेदमुखी विष्णुना सह आवह ॥
आयाहि वरदे देवी त्र्यक्षरे विष्णुवादिनी ॥२॥
सरस्वती छंदसां माता विष्णुयोनि नमोऽस्तु ते
पूर्वसंध्या तु गायत्री रक्तांगी रक्तवाससा
अक्षसूत्रधरा देवी कमडलुसमन्विता ॥१॥
हंसस्कंधसमारूढा तथा च ब्रह्मदेवता ॥
कुमारी ऋग्वेदमुखी ब्रह्मणा सह आवह ॥२॥
आयाहि वरदे देवी त्र्यक्षरे ब्रह्मवादिनी
गायत्री छंदसां माता ब्रह्मयोनि नमोऽस्तुते ॥३॥

આ શ્લોકોનો અર્થ મહેલ છે એટલે લખ્યો નથી પણ સંધ્યા કરતી વખતે ધ્યાન કરવું.

ૐ

तत् श्री परमात्मने नमः

श्री

# कच्छी सेवक ज्ञातिना धारा

આ કાયદાઓ સર્વ ભાઇઓની સમ્મતિથી લખ્યા છે અને આ લખાણને છેડે ગામોનો ટીપ લખી છે જેથી નાત મળા વખતે લખાણ કરવુ હોય તો સર્વે કડાકુટ ટળી જશે કારણ દરેક ગૃહ દીઠ આખા કચ્છમા આ પુસ્તક રહેશે

## ઠરાવ ૧ લો વેવેશાળ વિષે.

જ્યાર કન્યાના પિતાના ઘેર વરનો બાપ યા તો કોઇપણ સમધી સગપણ અથે જાય ત્યારે મીઠાઈની માટલી શેર ૧૦ ની તથા ગોળ શેર ૧૦ તથા ખાંડ શેર રા સાથે લઇને ત્યા જવુ અને વગતે દિવસે સારૂ મહુર્ત જોઈ ને કન્યાને ચુદડી ઓઢાડી મગલીક કરે શ્રીફળ કન્યાના હાથમા આપે મીઠા મોઢા કરે અને કન્યાનો પિતા વેવાઇઓને મિષ્ટાન્ન ભોજન કરાવે પણ બ્રહ્મને દક્ષિણા વગેરે પરચુરણ જેને ખર્ચ થાય તે વરના બાપને કરવુ પડે છે પછી જ્યારે દાગીના ચડાવવાના હોય ત્યારે ફરી ચુદડી વગેરે સામાન તથા દાગીના લઈ વરના બાપે ત્યા જવુ અને દાગીના માત્ર રાસાઈ કોરી

૫૦૦) પાયમાનાજ કરવા વધારે કરવા નહિ પછી તે બાઈ પર-ણીને જ્યારે સાસરે જાય ત્યારે મરજી મુજબ દાગીના વસ્ત્રાલંકાર ગમે તેટના કરે પણ કુવારે તો વધારે નજ થાય અને કદાચ શીર જોરીથી દાગીના વધારે કરશે તો બને વેવાઇઓ નાતિના ગુન્હેગાર ઠરશે

વળી કન્યા વિક્રય કરવો જ નહિ તેમજ વરોડી બાબત ઠરાવ કરી પણ પૈસા લેવા નહિ ને તેથી વિરૂદ્ધ જો કોઈ વર્તશે અને વાત જ્ઞાતિને વિદિત થશે તો જે પૈસા કન્યાના બાપે લીધા હશે તે નાતિવાળા જપ્ત કરશે ને ઉભય વવાઇ દંડને પાત્ર થશે

સગપણ થવા પછી અને પરણ્યા પહેલા જેટલા વર્ષ વ્યતિત થાય તેમા હોળી, દિવાળી, શીતળા–સાતમ અને વિજયા દશમી એમ ચાર પર્વ આવે છે તેમા તે તે પર્વ ને અનુસરી હારડા રમકડા વસ્ત્ર વગેરે કન્યાને ત્યા વરના બાપે અથવા તેના વારસે પોહોચાડવા જોઇએ અને કોઇ અશક્તપણાને લીધે વા કોઈ અડ-ચણને લીધે તે પોચાડી ન શકે તો પરણવા વખતે સામ ૧૦ વર્ષ ૧ ની કોરી ૪) ચાર લેખે વરનો પિતા કન્યાના પિતાને આપે વળી જ્યારે જ્યારે કન્યાને ઘેર જમવુ પડે ત્યારે થાળીમા કોરી ૧ એક હાથ ધોઈ એઠમા નાખવી એ રરામ મુખાઇ ભરી છે પણ રૂઢી છે જે ચાલી આવે છે તો તેમ કરવુ એવી અનેક રૂઢિ મુર્ખા-ઈથી જડ ઘાલી બેઠેલ છે તો તેમ કર્યા જવુ વલી પરણવા પહેલા કન્યાના દાગીના ભાગે તુટે તો પણ વરના બાપે સમા કરાવવા અગર નવા કરાવી આપવા

---

# ઠરાવ ૨ જો લગ્ન વિષે.

---

જ્યારે છોકરી વર્ષ ૧૨ ઉપરની અને છોકરો વર્ષ ૧૮ ની વય પહોચે ત્યાર વિવાહ કાળ સમજવો ત્યારે બને જણ વર તથા કન્યાના માબાપે અગર તેઓના નજીકના વાલીઓએ અરસ્પર વિચાર કરીને ઉભયને અનુકુળતા હોય તેવે પ્રસગે લગ્ન વિષે ઠરાવ કરવા ઉચિત છે પછી કન્યાનો બાપ લગ્ન મોકલાવે તે લગ્નના દિવસથી થોડામા થોડુ દિવસ ૧૫ આગળ મોકલવુ જોઇએ જો તેમ નહિ કર તો વિવાહની સામગ્રીમા વરના બાપને હરકત આવે માટે તેમ કરવા જરૂર છે જ્યારથી માડવા થાય ( માણેકસ્થભ રોપાય ) ત્યારથી ઘરમા રસોઈ ન કરતા સગાસબધીઓ બાહેર રસોઈ કરી જમે જાન આવવાથી અગાઉ પોતાના સગા વહાલાઓને માત્ર ૧ મિષ્ટાન ભોજન આપે બાકીના જમણ ખીચડી અને ઘૃત ખાય

જ્યારે જાન આવે ત્યારે તેજ રાત્રે મિષ્ટાન જમાડવુ બીજે દિવસે સવારમા મિષ્ટાન જમણ અને રાત્રે ખીચડી અને ઘૃત છૂટ ત્રીજે દિવસે પણ એમજ જમણ આપે ચોથે દિવસે દૂધ ભાત સાકર કે ખાડની શીરામણી આપી રજા આપે વળી વણા દૂધ ભાતને બદલે મિષ્ટાન આપે તો પણ ચાલે પણ કદાચ વરનો પિતા ધનાઢય ( શ્રીમત ) હોય અને વરોકડી કરે તો સવારનુ મિષ્ટાન અને રાત્રે ઘૃત-ખીચડી આપે તો પછી શીરામણ ત્યાર બાદ થાય અને કન્યાને બાપે માડવામા જે નોતરા કર્યા હોય તેઓને જમાડવા જોઇએ એમા કોઇએ વાધો લેવો નહિ જેથી ચોથે દિવસે વરોકડી અને પાચમે દિવસે શીરામણી અને રજા પણ શીરામણને દિવસ નાત રીત ચુકવવી માડવા વરસાવવો પહેરામણી વગેરે ઘણુ કામ

રહે છે જેથી તે આખો દિવસ ઉભય વવાઇઓને ફુરસદ મળતી નથી, માટે કન્યાના બાપે જાનને ખીચડી તથા મપત સાક ન્નત આપવુ પણ કદાચ કન્યાનો બાપ ખરચથી કંટાળી ગયો હોય તો વરરાજા પોતાની ગાડનુ જમે તોપણ મરજી

## ઠરાવ ૩ જો ચોરી વિષે.

પરણવા વખતની હકીકત માકર શેર ૧। દ્રાક્ષ શેર ૧। ખાક શેર ૧। ગુલાલ શેર ૧। કકુ શેર ૧। એમ પુડા ૫ બધાવવા ઉપર ખોભા નાડા લપેટવા પૂજા માટે સ્થાપના બે એક મફદ તથા એક ગતી તેમા ચોખા પાટલી ૧। તથા ગડી પાટલી ૧। નવગ્રહની જણુમો તથા ચુદડી કન્યા માટે પીળુ ફારીઉ ઉપરણા માટે બારેક મણ ૧ એલચી-સોપારી લવીગ તજ તેમજ લગ્ન કર્યા વખતે જે જે ખરચ થાય તે સર્વ વરના પિતાને શીર છે ચોરી બાધવા માટ જે સ્થભના વાસણો હોય તેનુ ખર્ચ જે બેમે ત બને વેવાઇઓ ઉપર અરધો અરધ છે અને પરણી રહ્યા પછી જ્યારે ચોરી વીખી નાખે ત્યારે ત્રણ સ્થભ કન્યાના બાપના એક સ્થભ વરના બાપનો અને પરણાવવાની દક્ષિણા ગુરૂને કારી પાચ આપવી તે વરનો બાપ આપે વળતે દિવસે ગલ દક્ષિણા અને સીધુ એ બે વરનો બાપ આપે

## ઠરાવ ૪ ચોથો.

જો સૂર્ય અથવા ચદ્રમાની પૂજા હોય અગર મ ત્ર જપાવવા હોય અથવા તેજ ગૃહોની ગ્રહશાન્તિ હોય તો તેનુ ખર્ચ વરના બાપને શીર હોય પણ જો કાઈ બ્રહસ્પતિ (ગુરૂ) નુ કારણ હોય બ્રહસ્પતિ નીચેનો હોય ૪-૬-૮ આઠમો હોય અસ્ત તથા વક્ર હોય તો તેનુ જે ખર્ચ થાય તે કન્યાનો બાપ આપે અને ગોરને કુશલ દક્ષિણા વરનો બાપ આપે તથા જ્ઞાતિનો દગોદિ ભાટ તેને કોરી ૧૦ તે વરનો બાપ આપે, અને ભટ્ટ જો હાજર હોય તો ભાટને આપવી અને જો તે હાજર ન હોય તો કોરી ૧૦ દશ કન્યાના બાપને આપવી જ્યારે તે આવે ત્યારે લઈ જાય અને જેટલા દિવસ જાન જમે એટલા દિવસ ભાટના જેટલા માણસો હોય ત પણ જાન મમાં જમે અને તેના ચાડીકા વગેરેનુ ખર્ચ તે કન્યાનો બાપ આપે

## ઠરાવ ૫ મો

રીતભાત ચુકાવવા વિષે નીચે પ્રમાણે રસમ ચાલુ છે હવેથી નાતરીતની કોરી ૬૪ જેની અ દર કોરી ૫૧ નાતરીત અને કોરી ૧૩ લાગાની જેમકે શ્રી ઠાકોરજી શ્રી મહાદેવ, શ્રી ગણપતિ, શ્રી ક્ષેત્રપાળ વાણી તબોળ હજામ તથા લગી વગેરેની એમ સાથે મળી કોરી ૬૪ લેના રીવાજ ચાલુ રાખવો જોઇએ ચાલુમા ચોવીશીવાળા

કોરી ૧૦૦) લે છે કાઠીવાળા કોરી ૮૫ લે છે અને અમડામાનાના જુની રીત પ્રમાણે ચાલે છે પણ હવેથી દરેક જણ ઉપર મુજબ કોરી ૬૪ ચોખી લેવા રીવાજ રાખે તો સારુ એ કોરી વરના બાપે કન્યાના બાપને આપવી અને જેમાથી ઉપરના લાગા કન્યાનો બાપ પોતે ચુકાવી આપે બાકી ખોરાક મણ ।। વરનો બાપ આપે

જાનમા જે ગાડા આવ્યા હોય તેને દરરોજ ચગાની કોરી ૦।। અર્ધ ઉટ કે ઘોડા હોય તેને દરરોજ કોરી ૦। વરરાજાના ગાડાના બળદને પહેલો દિવસે કપાશીઆ મણ ૦।। પછી દરરોજ ગેર ૧૦ વરરાજાને સ્ત્રી વર્ગ કનવો જમાડવા આવે તેની ખારેક ગેર ૧૦ આપવી નવરાવવા આવે તેની ખારેક ગેર ૧૦ આપવી અને સામઈઆની ખારેક ગેર ૧૦ આપવી આ પ્રથા હમેશ મુજબ ચાલુ છે તે કાયમ રાખવી

## ઠરાવ ૬ ઠો.

રીતભાત ચુખી રહ્યાબાદ તેજ વખતે જાનમા જે જે સ્ત્રી પુરૂષ કે બાળકો હોય ગાડાવાળા વેરાના (સિપાઇ) વગેરેને દરેકને ખારેક ગેર ૧ તથા શ્રીફળ નંગ ૧ એક આપવુ તેમ નહિ તો શ્રીફળને બદલે છુટા ૩ ત્રણ આપવા તોપણ ચાલે વગી પહેરામણી આપવાની રીત વરરાજાને ચાતીઉ અંગરખુ પાઘડી પછેડી અને વરના બાપ તથા માતાજીને પણ ત્રણ ત્રણ કપડા આપવા બીજા પણ નજીકના સમધીઓને પણ યથા શક્તિ પહેરામણી કરવી એ બાબત વિષે કેવી કિમતના કપડા લેવા તે નીયમ નથી જેવી જેની જોગ અને ઉમંગ હોય તે પ્રમાણે આપે

## ઠરાવ ૭ મો

સગપણ જો નાનપણમા થયુ હોય અને તે છોકરો મોટો થતા ચિન્હ સ્પષ્ટ માલુમપડે અને એવુ જણાય કે છોકરો નપુસક હોય આંધળો હોય ગાંડો હોય મુર્ખ હોય કોઢેલ હોય રક્તપિત વાળો હોય અગર ક્યાક નાશી ગયો હોય વટલી ગયો હોય તો કન્યાના બાપે જ્ઞાતિ પાસે અરજ કરવી અને જ્ઞાતિનો ધર્મ છે કે ઉપરની તમામ ચોકશી કરી જો લાયક જણાય તો તે સગપણ તોડી નાખવુ અને કન્યાના બાપને છુટ આપવી જે બીજુ કોઈ સારૂ ઠેકાણ જોઈ ત્યા સગપણ કરે પણ અગાઉ વર્ણવેલી ખોટોમાથી એક અથવા વધારે ખોટ જો કન્યામા દીકામા આવે તો તેના છુટા છેડા થઇ શકે નહિ અને તે કોઇ જ્ઞાતિને પુછયા વગર જબરીથી છુટા છેડા કરે તો જ્ઞાતિનો ગુનેગ ર થાય—

## ઠરાવ ૮ મો

દૈવ ગતિથી કોઈ સ્ત્રી વગર સતાને મરણ પામે તો તેના માવિત્રો તરફથી મેળેલા વસ્ત્રાલકારાદિ ( બગચો ) તે સ્ત્રીના પિયરને ( માવિત્રોને ) પાછો આપવો પણ કદાચ જો કોઈ પણ સતાન હોય તો તે બગચો પાછો અપાય નહિ પણ પાછો આપવાને યોગ્ય હોય છતા જો ન આપે તો તે સ્ત્રીના માવિત્રોએ જ્ઞાતિને અરજી કરવી જેથી જ્ઞાતિ તેને યોગ્ય રીતે ન્યાય આપશે

## ઠરાવ ૯ મો.

---

કોઇપણ નાની અવસ્થાનુ મરણ થાય તો માત્ર શુકલ પક્ષનિજ કરવી અગર બ્રાહ્મણો જમાડવા પણ જરૂર જણાય તો જે સમધીઓ આવે તેઓને માત્ર ઘત ખીચડી જમાડવી પણ જો મરણ વૃદ્ધ વયનુ હોય અને કાય કરવુ તો દશા ને દિવસે સાંઝે સમધીઓ આવે છે તેઓને સાંજે ખીચડી તથા ઘૃત છુટ જમાડવુ અને એકાદશીને રોજ સવારના મિષ્ટાન તથા સાંજે ઘૃત ખીચડી દ્વાદશીને ( બારમા ) રોજપણ તેજ પ્રમાણે જમણ આપવુ અને તેની પુત્રી તરફથી કોઇ ખર્ચ કરે તો તે દોહીત્ર કહેવાય છે તે એક વખત યા બે વખત જમાડ અગર ગરીબ હોય તો જેટલી પોચ હોય તે પ્રમાણે રોકડા પૈસા નાતને આપે તે નાતીલાઓને ચીઠી દીઠ વેચી આપવા વળી કેટલાક ઉમંગવાળા ગૃહસ્થ છે તે તેરમાને રોજ શીરામણી કરાવી પછીથી રજા આપે છે વલી જે જે સગા આવેલા હોય તેઓને ટીમણ આપવુ નાત સમસ્ત જો તેડુ હોય તો નાતના પટેલને પાઘડી કોરી ૧૦ દશ આપવી તેથી ઓછી તો નહીજ વધારે તો ગમે તેટલી આપે તે વિષે નિયમ નથી વળી નાતનો ભાટ હાજર હોય તો તેને પણ યથાશક્તિ પાઘડી આપવી વળી સર્વ જ્ઞાતિ જનોએ કાય કરનાર આસામીને પાઘડી બધાવવી, એ રસમ પ્રથમથી ચાલી આવે જે જે મોટા પુરૂષોએ સમજીનેજ કરેલ છે—

---

## ઠરાવ ૧૦ મો

૭ માસી વરસી શ્રીમંત ( અધરણી )વગેરે માટે કશો પણ નિયમ નથી કારણકે જેવી જેની શક્તિ તે મુજબ ખર્ચ કરે પણ કોઈ મોટો ગ્રહસ્થ હોય ને ઉમંગથી જ્ઞાતિ તેડે તો તે પુરા પાંચ જમણ આપે ને નાતને તેડા પ્રમાણે લેવુ દેવુ કરે ત્યારે પટેલ તથા ભાટને પણ કાયદા મુજબ આપવુ જોઇએ વળી જો નાતમા વર દીઠ લાણી કરે તો પટેલ અને ભાટને લાણી બમણી આપવી વળી ગોત્રની દુહિતા જે પરણેલી હશે તેને પણ બમણી આપવી જે ગામમા જ્ઞાતિનો મોટો મમવા છે ને ત્યા કોઈ લાણી કરે તો જે જે દેવ સ્થાનો છે જેમકે વિષ્ણુ મંદિર શીવાલય-ક્ષેત્રપાલ વગેરેની પણ લાણી આપવી પડે છે તેમજ અન્ય જ્ઞાતિના મિત્રમંડળ હોય તો પણ આપે છે—

## ઠરાવ ૧૧ મો.

છોકરો યજ્ઞોપવિત દેવાને લાયક થતા જો આપવામા આવે તો જેટલા રોજ જાનને જમાડવામા આવે તેજ માફક સબધીઓને જમાડવા પણ જો બીજો કોઇ માંગલીક પ્રસંગ હોય તો કાંઈપણ જમણ વગેરેની જરૂર નથી પણ તેવા પ્રસંગ સીવાય જો કોઈ યજ્ઞોપવિત આપે તો તેઓએ રીતસર સર્વ લાગા આપવા જોઇએ મહુરતા કરવા ગણપતિ બેસારવા વગેરે સર્વે કરવુ

જોઈએ વલી રિતસર જે સગાઓ ચાલે તેઓને ટીમણ તથા ચાડીકા વગેરે ને ચરો વગેરે આપવો તથા જે સગા સમધીઓ આવે તે વધાવુ આપે વળી જે જે આસામીઓનુ વધાવુ રાખવુ ન ઘટે તેમા થોડા પૈસા ઉમેરી ને પાછુ આપવુ વળી નેથી નજદીકના જમાઈ દીકરીઓ વગેરે આવે તેઓને વસ્ત્રાલકારાદિ નવાજેશ કરવી જોઇએ છેવટ વિવાહના કાર્ય મુજબ કરવુ

## ઠરાવ ૧૨ મો

કોઇ પણ સ્ત્રી રડાય ને તેને સતતિ ન હોય તો તેના પતિનો હીસો (ભાગ) ભોગવવા તે માલેક છે ને તેણીને ભાગે જે આવે તે તેને આપી દેવો પણ દૈવયોગે બ્રાહ્મણોમા એવા વર થોડા જ નીકળે પણ તે ભાગમા ઉદર પૂર્ણા જેટલુ એ ન હોય તો તેના દીઅર જેઠ કે કોઇ પણ કુટુબિએ તેનુ પોષણ કરવુ પણ તેઓ તેમ ન કરે અને વસ્ત્ર ગજા સપન ન આપે તો નાતના ગુનેગાર થાય ને તે બાઇએ જ્ઞાતિ પાસે ફરિયાદ કરવી જેથી નાત તેને વસ્ત્ર તથા ભરણ પોષણનો બદોબસ્ત કરાવી આપે

## ઠરાવ ૧૩ મો.

—(०)—

કોઇ પણ સારા ગૃહસ્થને પરણે ઘણી મુદત થઇ જાય અને સતાન ન થાય અગર થઇ થઇને મરી જાતા હોય અગર એવા બીજા ખાસ કારણ ને લીધે બીજીવાર પરણવુ હોય તો ચાર

જ્ઞાતિ બધુઓને ભેગા કરી તેઓને કારણ સમજાવી પહેલી સ્ત્રીની સમતિ લઈ નાતની આજ્ઞા લેવી અને નાતીલાઓએ પહેલી સ્ત્રી વાસ્તે રોટલા તથા કપડા તથા રહેવાને જગ્યા અને થોડી રોકડ અપાવી તેણીનુ મન મનાવી ત્યાર પછી બીજી પરણવાની આજ્ઞા આપવી પણ તેમા સભાળવાનુ છે કે પહેલીને તો રોટલાનો બદોબસ્ત કર્યો પણ દૈવગતિથી કદાચ બીજીજ પરણવા પછી તરતમા નિરાધાર થાય તો તેણીના રોટલા છે કે નથી તેનો વિચાર પુરતો કરવો જોઇએ ને તેમ ન થાય તો એકને બચાવી બીજીને ખાડામા ઓરવી માટે તે પણ ચોકસ કરી પછી આજ્ઞા આપવી ઘણીક સુધરેલી નાતોમા બીજી પરણવા વાસ્તે મણત મનાઇ છે જેમકે નાગર પારસી અંગ્રેજ અને યુરોપના ઘણાખરા દેશોમા બની છે એક વખત આસ્ટ્રીયાના રાજાનો પુત્ર મરી જાતા બીજી કરવી તે માટે પેલી રાણીએ ઘણા અપવાસ ર્યા પણ પછી તેઓના ધર્મગુરુઓએ સમજાવીને મરતી અટકાવી કારણ કે તે મરે તો બીજી થાય માટે બનતા સુધી એક ઉપરાત બીજી સ્ત્રી નહિજ કરવી એ ઉત્તમ છે

---

## ઠરાવ ૧૪ મો

કદાચ કોઇ ગૃહસ્થને સતતિ થતી ન હોય અથવા થઇને મરી જતી હોય અથવા કોઇપણ કારણસર અપુત્ર હોય અને વશની જરૂર હોય તો તે ધણીએ સ્વકુટુબમાથી કોઈ છોકરો દત્તક લેવો અને નાતની આજ્ઞા લઇને પોતાનો વારસ ઠરાવવા તે લખતમા પોતાના ભાયાત સગાસબધીઓ તથા છોકરાના પિતાની સહીઓ કરાવવી

જોઇએ અને હાલના વર્તમાન કાયદા પ્રમાણે દરબારી દફતરમા નજીરૂ કરાવવુ જોઇએ અને તે છોકરો તેનો પૂર્ણ વારસ હકદાર ઠરે છે પણ ભાયાતમા કોઇ છોકરો ન મળે તો જ્ઞાતિમાથી જે મળે તે એજ રીતે કરવુ પછી તે છોકરાની જનોઇ પરણાવવુ તથા ભણાવવુ એ તેને શીર છે

## ઠરાવ ૧૫ મો.

જે કોઇ પુરૂષ ધધા નિમિત્તે કે નોકરીપર અથવા સેજ દેશાટન કરવા અથ યુરોપ, ચીન, જાપાન, ટ્રાન્સવાલ, જગબાર વગેરે સ્થળોએ જાય અને મુસાફરી કરીને સ્વદેશ ફરી આવે તો તે ધણીએ પ્રાયશ્ચિત કરવુ દેહશુદ્ધિ ચદ્રાયન વગેરે વ્રત કરવા ભદ્ર કરાવવુ ગજાસપત્ જ્ઞાતિને ભોજન આપવુ જે નાતની રશમ છે તે પ્રમાણે પાચ ટક જમાડવુ ત્રણ ખીચડી બે મીઠા જમણ તે ખરચ કરવામા એક જણ હોય અગર ચારથી પાચ ટક જમાડવાની પહોચ ન હોય તો બીજે કાઇ સ્થળે નાત તેડુ હોય ત્યા જવુ અને ત્યા નાત પાસે અરજ કરવી તો નાત તેને ૧ થી ૨ જમણમા ખુલાસો કરી આપશે એટલે કે જે ધણીને વિદેશ ( હિંદુસ્થાન બહાર ) જાવા વિચાર હોય તેને પહેલેથીજ વિચાર કરવો જે આટલો ફડ સહન કરવો પડશે જ્યાર તે પરદેશથી આવે ત્યારે તે સાથે તેના કુટુબીઓએ તથા સગાસબધીઓએ તેનો સ્પર્શ કરવા નહિ

## ઠરાવ ૧૬ મો.

કોઈપણ નીચ મનુષ્ય કન્યાનુ એક ઠેકાણે વેરાવાલ કરીને ફેરફરીને બીજે ઠેકાણે પૈસાની લાલચે કે અણબનાવને લીધે નાતની રજા લીધા વગર જો પરણાવશે તો તેને શરાઈ કોરી ૧૦૦ ] એકહજાર દંડ તથા પરણનારને કોરી ૫૦૦] પાંચસોનો દંડ અને ઉભય આશામીઓને એક વર્ષ પંક્તિથી દૂર રાખવા, પછી પણ જ્ઞાતિવાલાઓની મરજી

## ઠરાવ ૧૭ મો.

કદાચ કોઈ બીજી જ્ઞાતિમાથી કન્યા લઈ આવે તે કન્યાના પીયર આચારવિચારમા સારા હોય, અને ન ઉચ્ચ બ્રાહ્મણ [અગર આપના બરોબર હોય કે આપણાથી ચડીઆતા હોય તો કાંઈ પણ હરકત નહિ પણ તેથી નીચ જાતીમાથી કન્યા લેવીજ નહિ, અગર કોઈ વિધવાને ઉપાડી આવે અને જ્ઞાતિને ઠગે અગર અન્ય જ્ઞાતિની બ્રાહ્મણ સિવાય જો કોઈ કન્યા લઈ આવે તો જ્ઞાતિનો ગુનેગાર ઠરે

## ઠરાવ ૧૮ મો.

કોઇપણ માણસ બીડી ચુલમ કે હુક્કો પીતા પકડાય અગર તો કોઇ જાણી જોઇને કોઇપણ ઉતરતી જાતી સાથે ભક્ષ કે અથા-

ણુનો વેવાર કરે તેનુ જો નાતને પુરવાર થાય તો કોરી પન્ પચાસ ૬૩ અને તેનો કોઈ પક્ષ કરે તો તે પણ શિક્ષાને પાત્ર થાય પણ જો વિના સરતે સરતચુકથી જો કામ બને તો તે નિરઅપરાધી છે તો તેણે માત્ર પ્રાયશ્ચિત કરવુ

## ઠરાવ ૧૯ મો.

જો કોઇ જાણી જોઇને અભક્ષ્ય ભક્ષણ કરે મદિરા પાન કરે અથવા કોઈ વેસ્યા તથા નીચને ઘેર ભોજન કરે તેને પક્તિથી છેક આપવો અને તેને ફરીથી પક્તિમા લેવા જોઇએ કારણ કે વર્તમાન કાળમા અનેક ઉત્તમ જ્ઞાતિઓમા ભ્રષ્ટાચાર અદરખાનેથી વધતો જાય છ તે પ્રમાણે થવાથી એવા તો શક્રો લાગે છે કે તે સાથે ભોજન વહેવારથી બીજાની પણ બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય કે એવા ભભવ છે માટે પ્રથમ્રીજ તેઓને તજવા

## ઠરાવ ૨૦ મો

કોઈ જ્ઞાતિ કટક ઉત્પન્ન થાય ને ગરીબ નાતિલાઓને ડરાવી તે પાસેથી લાચ-રુશ્વત ખાઇ જાય, નાતમા રીટોડા પાડે તડ પાડવાની કોશેષ કરે અગર તડ પાડીને પોતે તડની થાય એવા શખ્સને જ્ઞાતિ તરફથી ભારી શિક્ષા થવી જોઇએ કારણકે એ પણ મોટામા મોટો ગુનેગાર છે તેને તો એવા ફેજે પહોચાડવો જોઇએ કે તે ફરી તેવી ખટપટમા ભાગ લે જ નહિ અને તેનો ગુન્હો થઇ ગયા બાદ ફરી ચોરી પકડાય તો તેને બમણી સજા કરવી

## ઠરાવ ૨૧ મો.

આપણી જ્ઞાતિ કચ્છ દેશમા બહુ જ થોડી છે તેથી પ્રસંગે પ્રસંગે એવી તો અડચણો આવી પડે છે કે કન્યા મેળવવામા અતિશય અડચણ આવી પડે છે, જેથી ઘણુંક લોકો બરડા બારાડી હાલાર નાગડ-ગોહેલવાડ વગેરે ઠેકાણેથી આપણા નાતીલા પરણી આવે છે પણ હમણાનો વખત બદલવાથી નાતે તે પ્રાતો બંધ કરેલા છે. આજથી હવે કોઈ ત્યાથી કન્યા લઇ આવશે તો નાતના ગુનેગાર થશે અને જે જે પરણી આવ્યા છે અને હાલ જેના ઘરમા એવી કન્યા મોજુદ છે તો તેના પીયર સાથે કોઇ જાતનો વહેવાર (સ્પર્શ) કરવો નહિ અને જે કરશે તે નાતનો ગુનેગાર થશે અને તે સ્ત્રીને પણ પીયર (માવિત્રે) મોકલવી નહિ અને કદાચ કોઇ તે વાતપર લક્ષ નહિ આપે અને મરજી મુજબ વર્તશે તો તે શિક્ષા પાત્ર થશે

## ઠરાવ ૨૨ મો.

ઠરાવ એકવીસમાની અંદર જે લખાણ થયુ છે તે ઘણાઓને રૂચશે નહિ પણ તેનો ખુલાસો આ પ્રકરણમા આવી જાય છે જ્યારે આપણે શ્રીરંગ પટ્ટણથી ઉત્તર તરફ આવવા લાગ્યા ત્યારે આપણામાથી અગીઆર અવટંકો (કુટુંબ)ના બ્રાહ્મણો જુદા પડયા છે તે એવી રીતે કે વ્યાસ, જોશી, ફડકે, સાપટ, એ ચાર અવટંકના બ્રાહ્મણો ગુજરાતમા રહી ગયા તે અલનાડ જાતિ કહેવાય છે તેનુ રહેવાનુ સ્થળ તારાપુર સુરત અને ભરૂચ અને વડોદરા વગેરે

ઠેકાણે તેઓના હાથમા હજાગે વર છે અને તીલક, કાન્ડે ગાગ્તે દેવધર એ ચાર અવટના બ્રાહ્મણો ઔદિચ્યોમા મળી ગયા તેઓનુ રહેવાનુ સ્થલ સીહોર પાટણ અમદાવાદ ઝાલાવાડ વગેરે સ્થળોએ ઘણા બ્રાહ્મણો છે—અને ભાગવત, ભાનુ, અને આચાર્ય એ ત્રણ અવટકો મુબર્ઈ જીલ્લામા થાણા, પુના, સતારા, પોમલવાડી, શાહાબાદ અને સોલાપુર સુધી વસ્યા છે જેના ઘણા ઘરો છે તે આપણી જ જાતિના છે અને જેઓને કન્યાની જરૂર ઘણી જ, તો તે સ્થળેથી કોઇ પણ નાતીલો પરણી આવે તો તેને માટે નાતનો કાઇ પણ વાધો નથી કારણ કે શાખા ગોત્ર અવટક સવ મલતા છે પણ ત્યાથી પરણી લાવનારે તે કન્યાના માબાપ તથા કુટબી બતાવવા જોઇએ અને જો કાઇ પરદેશથી આવે તો વિવાહ બદલ પોતાના સ્વકુટુબી સગ ધીઓ મગાવહાલા કે નાતને ભોજન આપવુ જોઇએ—

## ઠરાવ ૨૩ મો.

સમગ્ત જાતિ માહેથી કોઇ પણ નાતીલો નાત તેડુ કરે તો તે ધણીએ આ પુસ્તકમા છાપેલી ટીપ પ્રમાણે ચીઠી કકોત્રી લખવી પણ વધારે કે ઓછી લખવી નહિ કારણ ઓછી લખવાથી નાતીલા રહી જાય તેનુ મન દુખાય અને ન લખનાર ગુનેગાર થાય અને વધારે લખવી નહિ તેનુ કારણ કે શ્રી કચ્છ દેશ મધ્ય કેટલાક ઘર ઓખા તથા હાલાર તરફથી આવી વસ્યા છે જેઓ અત્યત આચાર વિચારમા ભ્રષ્ટ છે વલી આપણે કન્યાનુ લેણદેણ પણ બધ કીધેલુ છે તેજ ઠેકાણાના તેઓ ગડીરા અને ત્યાજ તેનો બેટી વહેવાર છે તે

તે સાથે જ એકતા છે માટે કચ્છની નાતે તેઓ સાથે બીલકુલ વહેવાર કરવો નહિ પ્રથમ તેમને એવો સવાલ કરવો કે તમો કોણ છો તો જવાબ એવો મળશે કે જે સાભળી તમે ચક થઈ જશો તે પછી તેને નામ પુછવા જેથી વધારે ખાત્રી થશે, પછી પુછવુ જે તમે કવા કહેવાઓ છો તમારી શાખા ગોત્ર શુ છે એટના સવાલ પુછશો તો તમારી ખાતરી જ થશે કે એથી—દુર જ રહેવુ છતા પણ આટલી છુટ રાખી છે કે કચ્છદેશમા કોઈ કોઈ ગામોમા તેમના સગા છે જેથી કરીને તે લોકો પોતાના સગાઓને ત્યા જમી આવે અથવા તેઓના કચ્છી સગા તેઓને ઘેર જમે તેમા નાત કાંઈ હરકત લેતી નથી કારણ કે તેઓના સગા વહાલા પણ તેવા જ ધર્મ ભ્રષ્ટ છે, આચારહીણ છે અને તેઓના નામ પણ વિચિત્ર છે જેથી કરી નાતને બહુજ હીણુ લાગે જે આના પણ તમારા નાતીલા ? માટે જ તેને તજવા પડયા છે આ ત્રીશમા ઠરાવનુ લખાણ કોઇ પણ દયાળુ પુરૂષને દયા ઉપજે સારુ લાગે એવુ છે ખરુ પણ આખી નાતનુ ભુડુ થતુ હોય તો થોડાનુ ભલુ નજ કરવુ જોઇએ તે બાબત પણ તેવા પુરૂષો ને સતોષ ન વળે તો મને (ગ્રથકર્તાને) કાગળ લખી પત્રદ્વારા ખુલાસો મગાવવો અગર રુબરૂ મળવુ તો સતોષ થશે —

આ પુસ્તક સવત ૧૯૬૪ ના ચૈત્રસુદ ૯ ના કુભારીઆમા જ્ઞાતિ સમેલન એકઠુ થયેલ ત્યારે જ્ઞાતિ સમક્ષ કાયદા કાનુન શાખા ગોત્ર અવટક વગેરા દરેક જ્ઞાતિ બધુઓને એકઠા કરી વાચી સભળાવેલ છે અને આગેવાનોએ સર્વ કબુલ કરેલ છે

ॐ शांति



| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શાખા |
| --- | --- | --- | --- | --- |
| ૧ | ભુંજપુર | રાસ્તે | ત્રીકમજી હરિરામ | દભ |
| ૨ | ,, | ,, | જગજીવન હરિરામ | ,, |
| ૩ | ,, | ,, | કાનજી હરિરામ | ,, |
| ૪ | ,, | ,, | રણછોડ હરિરામ | ,, |
| ૫ | ,, | ,, | રામકૃષ્ણ હરીરામ | ,, |
| ૬ | ,, | ,, | ખરાશંકર ચત્રભુજ | ,, |
| ૭ | ,, | ,, | લાલજી નંદરામ | ,, |
| ૮ | વડાલા | ,, | હીરજી ભવાનજી | ,, |
| ૯ | ,, | ,, | ચના મકનજી | ,, |
| ૧૦ | સમાગોગા | ,, | નથુ ભગવાનજી | ,, |
| ૧૧ | ,, | ,, | રૂપરામ ભગવાનજી | ,, |
| ૧૨ | મુંદ્રા | ,, | ખીમજી નથુ | ,, |
| ૧૩ | ટોડા | ,, | નથુ મવાનામ | ,, |

| નંબર | ગામનુ નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૧૪ | ડુભાગીઆ | ગઝ્તે | નારણજી મવાદાસ | દત્ત |
| ૧૫ | લાખાપુર | ,, | દેના ગામજી કુંવરજી | ,, |
| ૧૬ | દેશલપુર | ,, | વનજી ભવાનજી | ,, |
| ૧૭ | કપાયા | ,, | લાલજી ભવાનજી | ,, |
| ૧૮ | અજનપુર | ,, | કાનજી રાઘવજી | ,, |
| ૧૯ | આધોઈ | ,, | ભવાનજી તુલસીદાસ | ,, |
| ૨૦ | શીનુગરા | ,, | ગંગારામ વીશરામ | ,, |
| ૨૧ | ,, | ,, | જેરામ તુલશીદાસ | ,, |
| ૨૨ | ,, | ,, | જેઠુ ગામજી | ,, |
| ૨૩ | ,, | ,, | પ્રાણજીવન રામજી | ,, |
| ૨૪ | ,, | ,, | ભના ગામજી | ,, |
| ૨૫ | ,, | ,, | નથુ ગામજી | ,, |
| ૨૬ | ,, | ,, | નર્મેરામ તુલશીદાસ | ,, |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૨૭ | સીનુગરા | ગરત | કુવરજી તુલશીદાસ | દત્ત |
| ૨૮ | ,, | ,, | ભવાનજી તુલશીદાસ | ,, |
| ૨૯ | , | ,, | જગજીવન તુલશીરામ | ,, |
| ૩૦ | , | ,, | પુરૂષોત્તમ વીશરામ | ,, |
| ૩૧ | ,, | ભાગવત | મગનલાલ કાળીદાસ | ભવ |
| ૩૨ | , | છત્ર | વલજી રણછોડ | દત્ત |
| ૩૩ | | ભટ્ટ | જીવનજી ભવાનજી | સોમ |
| ૩૪ | | ,, | ભના ભવાનજી | ,, |
| ૩૫ | , | વ્યાસ | રામજી કરસનજી | ભવ |
| ૩૬ | ડાંડા | ફડક | પ્રાગજી રામજી | ,, |
| ૩૭ | ,, | ,, | કલ્યાણજી રામજી | ,, |
| ૩૮ | કમરા | , | માધવજી વીશનજી | ,, |
| ૩૯ | ,, | ,, | નથુ ભાણજી | ,, |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૪૦ | બાભડાઇ | ફડકે | લક્ષ્મીદાસ મેવજી | ભવ |
| ૪૧ | ખડીઆ | ,, | નથુ પ્રાણજીવન | ,, |
| ૪૨ | નુખપર | ,, | હરિરામ મેરજી | , |
| ૪૩ | બનીઆ | તિલક | માધવજી હરીરામ | વિશ્વ |
| ૪૪ | મઉ | ,, | નરભેરામ ભવાનજી | ,, |
| ૪૫ | બીંડા | ,, | ભવાનજી હરીરામ | , |
| ૪૬ | નારાયણપુર | , | ખીમજી ભાણજી | ,, |
| ૪૭ | ,, | ,, | ધનજી ભાણજી | , |
| ૪૮ | કુભાગીઆ | , | લાલજી ભાણજી | ,, |
| ૪૯ | ભોજપર | કાન્ડે | નરભેરામ વીશરામ | સોમ |
| ૫૦ | ખોખરા | ,, | હીરદાશ મકનજી | ,, |
| ૫૧ | મેરાઉ | વ્યાસ | પુરૂષોત્તમ દેવરામ | ભવ |
| ૫૨ | , | કાન્ડે | રતનજી કેશવજી | સોમ |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૫૩ | આધોઇ | ચીતલ | મોતીરામ ચુગરીગાવ | દત્ત |
| ૫૪ | નગરઠઠ્ઠા | પંડિત | ત્રીકમજી સેવાદાસ | સોમ |
| ૫૫ | " | " | હીરાદાસ પ્રહલાદરામ | " |
| ૫૬ | મંગવાણા | માંડલિક | ગવરજી જીવરામ | દત્ત |
| ૫૭ | " | " | માવજી જીવારામ | " |
| ૫૮ | શીરવા | દેવધર | ભગવાનજી મુરારજી | " |
| ૫૯ | મોથારા | " | મુરારજી દેવરામ | " |
| ૬૦ | " | " | મહારામ દેવરામ | " |
| ૬૧ | " | " | પીતાંબર મુરારજી | " |
| ૬૨ | " | " | ચના મુરારજી | " |
| ૬૩ | " | " | વાનજી નારણજી | " |
| ૬૪ | " | " | મળજી નારણજી | " |
| ૬૫ | " | " | ભીમજી નારાણજી | " |

| નં અંક | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| | નવા | બાપાટે | મુળજી લક્ષ્મીદાસ | મામ |
| ૬૭ | વિંઝાણ | ,, | વાલજી જેરામ | ,, |
| ૬૮ | , | ,, | મોનજી જેરામ | ,, |
| ૬૯ | ,, | ,, | હરજીવન જેરામ | |
| ૭૦ | વરાડીઆ | ,, | લાલજી રામજી | ,, |
| ૭૧ | | ,, | દામજી રામજી | ,, |
| ૭૨ | ના[illegible]ણી | , | કાનજી રામજી | ,, |
| ૭૩ | મા[illegible]ના | ,, | લખમીદાસ મોનજી | ,, |
| ૭૪ | , | ,, | રગનાથ તલકશી | ,, |
| ૭૫ | , | ,, | મુરારજી પીતાંબર | ,, |
| ૭ | [illegible] | ,, | રાઘવરામ તલકશી | ,, |
| ૭૭ | માડના | , | રણછોડ તલકશી | ,, |
| ૭૮ | | , | રતનશી તલકશી | . |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૭૯ | ,, | ,, | નારણજી તલકશી | |
| ૮૦ | ગુંદીઆલી | આપ્ટે | કુવરજી આત્મારામ | વિશ્ણુ |
| ૮૧ | | , | પ્રેમજી દેવરામ | , |
| ૮૨ | ,, | , | હીરજી દેવરામ | , |
| ૮૩ | ,, | , | પ્રાગજી વિરાનજી | |
| ૮૪ | ,, | ,, | રાઘવજી પ્રેમજી | ,, |
| ૮૫ | તુંડા | ,, | રેના લક્ષ્મીરામ | , |
| ૮૬ | ,, | ,, | રામજી લક્ષ્મીરામ | ,, |
| ૮૭ | વાડી | કાન્ડ | મુરારજી લીલાધર | સોમ |
| ૮૮ | હાજાપર | ,, | લાલજી લીલાધર | , |
| ૮૯ | ,, | ,, | મુંદરજી વીશરામ | , |
| ૯૦ | ચાદરડા | આચાર્ય | ગોપાલજી ત્રીકમજી | દત્ત |
| ૯૧ | નહા | , | ગોપાલજી લધા | " |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૯૨ | ,, | ,, | રતનજી લધા | , |
| ૯૩ | કેરા | ,, | બાલુ મુરારજી | , |
| ૯૪ | ,, | | રામજી લક્ષ્મીરામ | |
| ૯૫ | ટપર | આચાર્ય | કરસનજી મુરારજી | દત્ત |
| ૯ | ,, | ,, | જીવરામ મુરારજી | , |
| ૯૭ | મોગીયા | ૧૪ | ભગીરામ કાનજી | ,, |
| ૯૮ | ,, | ,, | કેશવજી કાનજી | , |
| ૯૯ | આસંબીઆ | ,, | મેઘજી પિતાંબર | , |
| ૧૦૦ | , | , | જીવરામ પિતાંબર | , |
| ૧૦૧ | ભુજ | જોશી | નરભેરામ કાનજી | ,, |
| ૧૦૨ | ,, | ,, | અમરજી કાનજી | ,, |
| ૧૦૩ | ,, | વ્યાસ | દામોદર વલ્લભજી (જદુરામ) પટેલ | ભવ |
| ૧૦૪ | ખેડોઈ | ,, | ગોકળદાસ દયારામ | ,, |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૧૦૫ | માધાપુર | ભાગવત્ત | સુંદરજી ખીમજી | ભવ |
| ૧૦૬ | ચીઆસર | જોશી | સામજી વિશરામ | દત્ત |
| ૧૦૭ | ચરીઆ | ભટ્ટ | વેલા ત્રીકમજી | નામ |
| ૧૦૮ | | ,, | રામજી ત્રીકમજી | ,, |
| ૧૦૯ | , | ,, | મદનજી ત્રીકમજી | ,, |
| ૧૧૦ | ગડસીસા | જોશી | લખમીદાસ ભવાનજી | દત્ત |
| ૧૧૧ | ખરૂના | ભાનુ | માવજી હીરાદાસ | સોમ |
| ૧૧૨ | દુજાણીઆ | , | વેલા જગનાથ | ,, |
| ૧૧૩ | | ,, | મેઘજી જગનાથ | ,, |
| ૧૧૪ | | , | જગજીવન વેલા | ,, |
| ૧૧૫ | | ,, | ખીમજી રાઘવજી | , |
| ૧૧૬ | , | ,, | મુરારજી રાઘવજી | , |
| ૧૧૭ | , | ,, | માનજી રાઘવજી | , |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૧૧૮ | ,, | આચાર્ય | ઇશ્વર કરસનજી | દત્ત |
| ૧૧૯ | નાગલપર | ભટ્ટ | મેવજી ભવાનજી | સોમ |
| ૧૨૦ | હટડી | આચાર્ય | ભવાનજી નરશી | દત્ત |
| ૧૨૧ | ,, | ,, | જગજીવન નરશી | ,, |
| ૧૨૨ | ,, | ,, | ગંગારામ નરશી | ,, |
| ૧૨૩ | નીરા | ,, | કાનજી હરિનારાયણ | ,, |
| ૧૨૪ | ,, | ,, | ગોવિંદજી હરિનારાયણ | ,, |
| ૧૨૫ | ,, | ,, | સુખરામ હરિનારાયણ | |
| ૧૨૬ | મીનુગરા | ,, | ભગવાનજી હરિનારાયણ | ,, |
| ૧૨૭ | રત્નાર | ,, | દયારામ હરિનારાયણ | ,, |
| ૧૨૮ | લાખાપુર | ,, | લાલશંકર હરિનારાયણ | |
| ૧૨૯ | વીરા | ,, | કેશવજી વલ્લભજી | |
| ૧૩૦ | રામપુર | ,, | લાલજી સુંદરજી | ,, |

| નંબર | ગામનુ નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૧૩૧ | ,, | આચાર્ય | મોતીરામ સુંદરજી | |
| ૧૩૨ | , | ,, | જેઠાલાલ સુંદરજી | |
| ૧૩૩ | ,, | , | ગોપાલજી સુંદરજી | , |
| ૧૩૪ | ,, | , | પ્રભુ સુંદરજી | ,, |
| ૧૩૫ | માંડવી | ,, | મદનજી પ્રાગજી | , |
| ૧૩૬ | રામપુર | , | કાળીદાસ મુળજી | |
| ૧૩૭ | ગઢડ | ,, | લધા ખીમજી | દત્ત |
| ૧૩૮ | માથક | ,, | ભગવાનજી નરભરામ | , |
| ૧૩૯ | ગીણાય | ,, | મુરારજી કરસનજી | , |
| ૧૪૦ | ડીડાણ | ,, | ઓધવજી સનારામ | , |
| ૧૪૧ | પનાણા | ,, | લાનજી જીવરામ | ,, |
| ૧૪૨ | ,, | ,, | જગજીવન મુરારજી | ,, |
| ૧૪૩ | , | , | ભાણજી સુરારજી | |

| નંબર | ગામનું નામ | અવટંક | નામ | શર્મા |
|---|---|---|---|---|
| ૧૪૪ | મોડવદર | આચાર્ય | ગંગારામ જેરામ | દત્ત |
| ૧૪૫ | ,, | ,, | હરિરામ જેરામ | ,, |
| ૧૪૬ | અંતરજાળ | ,, | નરશી જેરામ | , |
| ૧૪૭ | મેઘપર બોબરા | ઉપાધ્યાય | નથુ ખીમજી | , |
| ૧૪૮ | ,, | ,, | ભાણજી પીતાંબર | ,, |
| ૧૪૯ | ,, | , | કુંવરજી દયારામ | , |
| ૧૫૦ | ,, | , | જેરામ દયારામ | , |
| ૧૫૧ | મેઘપર (બોરીચા) | જોષી | નથુ ભવાનજી | , |
| ૧૫૨ | ,, | , | મુરારજી કલ્યાણજી | |
| ૧૫૩ | ,, | ,, | પ્રેમજી કલ્યાણજી | |
| ૧૫૪ | ,, | ,, | લધા ખીમજી | ,, |
| ૧૫૫ | રાપર | આચાર્ય | ઓધવજી માવજી | |
| ૧૫૬ | ભોજપર વાગડ | કાનડે | મુરજી વિશરામ | સોમ |

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧૯ | પિભૂતીઓ | વિભૂતિઓ |
| ૨ | ૨૦ | અતીજ | અતિજ |
| ૪ | ૪ | તાપીરામ | પિતાબર |
| ૪ | ૧૧ | સત્તાવા ી | સત્તાવાહી |
| ૪ | ૨૩ | આધિન | અધીન |
| ૫ | ૨૨ | જ્ઞાત | જ્ઞાતિ |
| ૫ | ૨૪ | મુક્ત | મુક્તિ |
| ૬ | ૫ | અને | મને |
| ६ | ૧૬ | भद्राणी | भद्राणि |
| ૭ | ૧ | नास | नाश |
| ૭ | ૧૧ | क्रता | कृता |
| ૮ | ૨ | અતે | અને |
| ૮ | ૬ | वद्दावटके | वेदावटके |
| ૮ | ૭ | मास्यवा | मान्त्यवा |
| ૮ | [illegible] | कानामृ | काम्र |
| ૮ | ૮ | नाम्रानी | नामानि |
| ૮ | ૧૬ | नामानी | नामानि |
| ૯ | ૭ | पचः | पंच |
| ૯ | ૭ | गौत्र | गोत्र |
| ૯ | ૮ | रिग्जनिताभ्र | स्तिप्रवराभ्र |

| | | | |
|---|---|---|---|
| ૯ | ૫ | मुख | वक्र मुख |
| ૯ | ૫ | रंवार्ध्री | रवाघ्री |
| ૯ | ૧૧ | રધુ | રૂગ્ |
| ૯ | ૧૨ | ગણુપતી | ગણુપતિ |
| ૯ | ૧૩ | नामानी | नामानि |
| ૯ | ૧૪ | जामदक्ष | जामदग्न्य |
| ૯ | ૧૪ | चाव्यनं | च्यवन |
| ૯ | ૧૪ | आत्नवान् | आपन्वान् |
| ૧૦ | ૫ | शाखाश्वलायनभवा | शाखाश्वलायनभवा |
| ૧૦ | ૬ | विघ्नेश्वरि | षिघ्नेश्वरी |
| ૧૦ | ૬ | तदिया | तद्दीया |
| ૧૦ | ૧૩ | ગણુપતી | ગણુપતિ |
| ૧૦ | ૧૫ | नामानी | नामानि |
| ૧૧ | ૫ | पंच | पच |
| ૧૧ | ૫ | शाखा या | शाखा तुया |
| ૧૧ | ૬ | गौप्यर्ध्रि | गौप्यघ्रि |
| ૧૧ | ૬ | कौथमी | कौथमी |
| ૧૧ | ૭ | पुजापरा | पूजापरा |
| ૧૧ | ૮ | गणपति | गणपति. |
| ૧૧ | ૮ | भैरव | भैरव |
| ૧૨ | ૧ | भवा. | भवा |
| ૧૨ | ૨ | गौत्र | गोत्र |
| ૧૨ | ૨ | महति | महती |
| ૧૨ | ૩ | यस्य | जस्य |

| | | | |
|---|---|---|---|
| १२ | ३ | पुज्य | पूज्य |
| १२ | ४ | ईति | इति |
| १२ | ६ | नदाभिदो | नंद्याभिधो |
| १२ | ६ | निगदीत | निगदित |
| १२ | ७ | नामानी | नामानि |
| १२ | ९ | સ્વભરા | ભરા |
| १२ | १५ | प्रवररर्ग | प्रवरर्ग |
| १३ | १ | करणेस्वर | किरणेश्वर |
| १३ | २ | देवS | देवो |
| १३ | ३ | तदिया | तदीया |
| १३ | ४ | नामानी | नामानि |
| १३ | १२ | ईत्या | इत्या |
| १३ | १३ | शा त्वा | शाखा |
| १३ | १३ | माध्यन्दिना | माध्यन्दिनी |
| १३ | १४ | काण्वविका | काल्यविका |
| १३ | १६ | नामानो | नामानि |
| १४ | ६ | पारासर | पाराशर |
| १४ | ६ | देवि | देवी |
| १४ | ६ | तेषामुमा | तेषामुमा |
| १४ | ७ | ईति | इति |
| १४ | ८ | पुजन | पूजन |
| १४ | १० | नामानी | नामानि |
| १४ | ११ | भट | भट्ट |
| १४ | १४ | भुमा | भूमौ |

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ૧૪ | श्वरवरा | बहुला |
| ૧૫ | ૪ | पशुपती | पशुपति |
| ૧૫ | ૭ | नामानी | नामानि |
| ૧૫ | ૧૩ | स्रगधरा | स्रग्धरा |
| ૧૫ | ૧૪ | रितवरा | मितवरा |
| ૧૫ | ૧૪ | यजुरवेदिन:श्च | यजुर्वेदिनश्च |
| ૧૬ | ૧ | य लघु | अलघु |
| ૧૬ | ૧ | तदियो | तद्दीयो |
| ૧૬ | ૨ | समुदिष्ट | समूप्रदिष्ट |
| ૧૬ | ૩ | नामानी | नामानि |
| ૧૬ | ૬ | અશિતોગ | અશિત્તાગ |
| ૧૬ | ૧૩ | पुजा | पूजा |
| ૧૬ | ૧૪ | नामानी | नामानि |
| ૧૬ | ૧૬ | ગણુપતી | ગણુપ્રતિ |
| ૧૭ | ૪ | बुधा | विबुधा |
| ૧૭ | ૭ | सम्मदिष्टा | समूप्रदिष्टा |
| ૧૭ | ૧૧ | रित्ती | रिति |
| ૧૭ | ૧૨ | शर्मा | दत्तशर्मा |
| ૧૭ | ૧૨ | प्रहर | प्रवर |
| ૧૭ | ૧૪ | ગણુપતી | ગણુપતિ |
| ૧૮ | ૮ | शोमे | सोमे |
| ૧૮ | ૧૩ | ગણુપતી | ગણુપતિ |
| ૧૯ | ૩ | आह्यित्य | आप्नेइत्य |
| ૧૯ | ૪ | श्वरा | वरा |

| | | | |
|---|---|---|---|
| ૧૯ | ૫ | याना | ख्याता |
| ૧૯ | ८ | शर्मा | विष्णुशर्मा |
| ૧૯ | ૯ | આપપ્ટે | આપ્ટે |
| ૧૯ | ૧૦ | ગણુપતી | ગણુપતિ |
| ૧૯ | ૧૫ | ईत्य | इत्य |
| २० | २ | विघ्न | विघ्न |
| ૨૦ | ૩ | शर्मा | सोमशर्मा |
| २० | ७ | चक्र | चक्र |
| २० | १४ | शोम | सोम |
| ૨૦ | १४ | वादभुग्त | वादमुक्त |
| १८ | १२ | शर्मा | सोमशर्मा |
| ૨૧ | ૧૩ | ઉદ્દાલિકર | ઉદ્દાલક |
| २१ | १३ | ગ્ણુ | ત્રણુ |
| २२ | २ | कौडिल्य | कौडिन्य |
| २२ | ५ | मिघ | मिश्र |
| २२ | ६ | कौडिल्य | कौडिन्यगोत्र |
| २२ | ७ | કૌડિલ્ય | કૌડિન્ય |
| ૨૦ | ६ | ગણુપતી | ગણુપતિ |
| ૨૩ | ૧૧ | ईत्य | इत्य |
| ૨૩ | ૧૮ | વદના | વદન |
| ૨૪ | ૪ | द्विजवरा | द्विजवरा |
| ૨૪ | ૯ | સ્વેતાત્રી | શ્વેતાત્રી |
| ૨૫ | ૧ | માળુ | માસ |
| ૨૫ | ૧ | અજવાળાએ | અજવાળીએ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | ૨ | દ્વતિઆ | દ્વિતિયા |
| ૨૬ | ૩ | आप्रवान | आपन्वान् |
| ૨૬ | ૮ | आप्रवान | आपन्वान् |
| ૨૭ | ૧૧ | वटुक | बटुक |
| ૨૮ | ૪ | आगरिस | आंगिरस |
| ૨૯ | ૯ | प्रश्नवदन | प्रसन्नवदन |
| ૩૨ | ૧૪ | मान | माने |
| ૩૩ | ૮ | भस्म | भस्म |
| ૩૩ | ૮ | व्योम | व्योमे |
| ૩૪ | ૩ | ત્યરે | ત્યારે |
| ૩૮ | ૧૬ | करिप्ये | करिष्ये |
| ૩૯ | ૬ | નાખવુ | |
| ૪૨ | ૧૫ | જુનુ | જુનુ |
| ૪૩ | ૪ | पिशातये | प्रशातये |
| ૪૩ | ૫ | सिध्यर्थ | सिध्यर्थ |
| ૪૩ | ૫ | सुराश्वरैः | सुरासुरै |
| ૪૩ | ૬ | अथे | अथ |
| ૪૩ | ૧૬ | नम | न मम |
| ૪૪ | ૧૬ | परशा | परशु |
| ૪૬ | ૧૯ | વદનતર | તદનતર |
| ૫૧ | ૨ | र्दृषे | दृषे |
| ૫૩ | ૧૫ | यशा | यशो |
| ૫૭ | ૪ | અરસ્પ્રરસ | અરસ્પરસ |
| ૫૭ | ૬ | કરવા | કરવો |

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૧૯ | ધનાઢ | ધનાઢ્ય |
| ૫૮ | ૮ | ચુદ્દી | ચુદડી |
| ૫૮ | ૧૧ | ક્રિયા | ક્રીયા |
| ૫૮ | ૧૫ | કન્યાની | કન્યાની |
| ૫૯ | ૧૬ | લગી | લગા |
| ૬૦ | ૧ | કાઠીવાળી | કાઠીવાળા |
| ૬૦ | ૫ | ખોરાક | ખોરાક |
| ૬૦ | ૧૪ | નહુ | નહિ |
| ૬૧ | ૮ | અગાઉ | અગાઉ |
| ૬૧ | ૧૧ | ગુનેગર | ગુનેગાર |
| ૬૧ | ૧૪ | મેળેલા | મળેલા |
| ૬૩ | ૨ | અધરણી | અધરણી |
| ૬૭ | ૯ | પીયર | પીયરવાળા |
| ૬૮ | ૪ | ઠાવ | ઠગાવ |
| ૬૯ | ૨૦ | હેવાનુર | રહેવાનુ |
| ૧૮ | ૧૦ | वाशिष्ट ईद्रप्रमद | आमरद्रसु |

## ૨૫ મે પાને લખેલા ત્રણ શ્લોકોનો અર્થ

શ્રી કચ્છ દેશની અદર મુદ્રા નગરમા રહેતા અને હાલ ભુજપુર ગામની અદર રહેનાર અને જેણે ભક્તિથી ભગવતી મહાકાલીને વશ કરી છે અને તેના ચરણમા તત્પર રહેવાથી બુદ્ધિશાલી એવા જે દેવરામના પુત્ર હરિરામ શર્મા જ્યોતિ શાસ્ત્રના જ્ઞાનથી પરિપૂર્ણ મતિવાળા સારા કર્મવાળા હતા તેનો મોટો પુત્ર વૈદ્યરાજ નામે ત્રિવિક્રમ પૃથ્વીમા પ્રસિદ્ધ છે

શ્રી દ્રાવિડ કુલમા ઉત્પન્ન થયેલી બ્રાહ્મણ જાતિમા ઉત્પન્ન થયેલ સેવક જ્ઞાતિના છે તેમણે બ્રાહ્મણોમા અગ્રેસર સેવક સજ્ઞાવાળા બ્રાહ્મણોના ગોત્ર અવટક વેદ વિગેરેને જણાવનાર મધુર અને કોમલ શબ્દોથી રમ્ય શ્લોકો કરેલા છે,



ॐ

# આયુર્વેદિ અપૂર્વ કોલેરાની રામબાણ દવા

નામે

# ચંદ્રપ્રભા રસ.

આ દવા કોલેરાપર અચુક છે કારણ કે તે રોગપર માણસોએ આ દવાનો ઉપયોગ કરીને ઘણો લાંબો વખત થયા ફતેહ મેળવી છે જેમ કે સવત્ ૧૯૩૨ની સાલમા કલકત્તામા ૧૯૩૯ ની સાલમા મુબઇમા, ૧૯૪૦ ની સાલમા દખણ પોમલવાડીમા અને ૧૯૪૮ ની સાલમા કચ્છ મુદ્દરામા હજારો દરદીઓ "ચંદ્રપ્રભા રસ" ના પ્રતાપથી આ વિકાળ રોગના પંઝામાથી મુક્ત થયા છે જેથી તે જગત સુવિદિત છે આ રોગના ચાર દરજ્જા છે, જે નીચે પ્રમાણે અનુભવેલા છે

દરજ્જો પહેલો **મલમલ**—મોઢે મોળ છુટે, શરીર ભારી થાય, ઉલટી કરવા મરજી થાય, ચક્કર અને પેટમા ગડગડાટ થાય

દરજ્જો બીજો **विषुचीका**—ઝાડા, ઉલટી સુલ, ગોટાલા ચડવા, તરસ લાગવી અને ખામ થવી

દરજ્જો ત્રીજો **विलबिका**—ઝાડો ઉલટી બધ મુત્ર, બધ, પેટનું ચડવુ, બક્વાદ કરવો, આચકી થવી ગોટલા ચડવા, તદ્રા

વેન થાય, અને બેશુદ્ધિ દરજ્જે ચોથો **ડબ્બલશક**—કાનમા કશારા બોલે છાતી અને પેટમા સોયો ભોકયા જેવી થોડી વ્યાધી થાય બેચેનીરહે. આ સર્વ ચિન્હોપર દરદી લક્ષ આપતો નથી અને ચારથી ૬ ડચકા ભરી કાષ્ટવત્ પડી જાય છે, નેમાત્ર બેથી ચાર મીનીટમા તે માણસ મરણનેશરણ થાય છે

માટે આ રોગ વાસ્તે મારી એવી ખાસ ભલામણ છે કે બીજી સર્વે દવાને એક બાજુ મુકી **"ચંદ્રપ્રભા રસ"**નો ઉપયોગ કરવામા આવે તો ૧ થી ૪ વખત દવા આપી કે દરદ શાંત પડે છે એને જો પહેલા બીજા દરજ્જામા એમ કરવામા આવે તો સો એ સો ટકા બચેજ પણ ત્રીજા દરજ્જામા રોગીઓમા સેકડે સાઠ ટકાજ બચે છે, અને જો ચોથા દરજાપર પહોચે તો બચવાની આશા રાખવી વ્યર્થ છે કારણ કદાચ એ દરદ થયુ ને વઇદને તેડવા જાય પણ ત્યા પહોચ્યા પહેલા દરદીનો પ્રાણ ચાલ્યો જાય છે માટેજ આશા વ્યર્થ પણ જો અમારી દવા નામે **" ચંદ્રપ્રભા રસ "** વર-માન હોય ને ડચકા ભરે કે પીવરાવવામા, આવે તો ઘણુ કરી બચે છે, તેમા પણ જો વખત લાગે તો દવા ગળે ઉતરેજ નહી જો આમોનીયા કાર્બોનેટ નાક પાસે ધરવામા આવે તો કદાચ ચાર મીનીટનો વિલબ થાય તોપણ ચાલે વાસ્તે મારી ખાસ ભલામણ છે કે આ દવા દરેક સદ્ગૃહસ્થોએ પોતાના ઘરમા રાખવી અથવા ફળીઆમાના કાઇ સારા સદગૃસ્થે રાખવી કે જેથી તે દવા બીજા ગરીબ માણસોને કામ આવી શકે કારણ કે જરૂર પડે તત્કાળ કામ આવી શકે પણ જો તેમ ન બન્યુ તો તેજ વખતે રાત્રે કે દિવસે અમારા દવાખાનામાથી તેવા ગરીબ માણસોએ દવા લઇ જવી

કારણ કે ગરીબ વર્ગને દવા વર્માદા મલે છે ગમે તે જ્ઞાતીનો હોય તોપણ કોઇને મનાઇ નથી

| ઉમર વર્ષ | પાણી | દવા ટીપા |
|---|---|---|
| ૪ થી ૬ | તોલુ ૦ાા | ૨ થી ૫ |
| ૧૦ થી ૧૫ | તોલુ ૧ | ૮ થી ૧૨ |
| ૨૦ થી ૩૦ | તોલુ ૨ાા | ૧૫ થી ૨૫ |
| ૬૦ થી ૯૦ | તોલુ ૨ાા | ૧૨ થી ૧૫ |

એ દવા લેતા વિલબ ન કરતા પહેલાજ દરજ્જામા પણ ન મલે તો બીજા દરજ્જામા દવા પીવરાવવી જો પેટમા ટકે તો બહુ સારૂ પણ દેવયોગે ઉલટીમા નીકળી પડે તો તેજ વખતે એટલી દવા પીવી દર ૦ા પા કલાકે દેતા રહેવી વધુ કરી માત્ર ૦ાાથી એક કલાક સુધીમા તે મહાવ્યાધિ શાત પડે છે પછી દર ત્રણ ત્રણ કલાકે એકેક ડોઝ આપવો તે બે દીવસ ચાલુ રાખવી

પરેજી—સિધી ચોખા, સાકર, ઘૃત તથા પાણીની કાજી કરી આપવી ઘણા ઉટ વૈદ્યોની સલાહથી મનુષ્ય અનાજ બધ રાખે છે તે મોટી ભૂલ છે કાજી અવશ્ય આપવી પાણી ગરમ કરી ઠારીને આપવુ ઉપરની બાબતનો વીચાર કરી પુરતો બદોબસ્ત હશે તો કોલેરા જેવા દુષ્ટ રોગોને લેશ માત્ર પણ ભય નથી

જો આ દવા વેળાસર લેવામા આવે તો એક શીશી માથી ચાર જણને આરામ થાય છે તેમ બીજી દવા નામે

"વડવાનલ રસ" છે તે પણ એજ દવાનો ભેદ છે તેની એકથી બે પુડીમાજ આરામ થઈ જાય છે તે પુડી ઠડા પાણીથી ખાવી તેની માત્રા છુટા ૧ ભારની છે ત્રીજી દવા યુસ ઓફગમ નામની છે તેની ત્વચામા પિચકારી મારવાથી માત્ર ૭ થી ૧૦ મીનીટમા આરામ થાય છે આ દવાથી કચ્છ મુદરામા સવત ૧૯૪૯ ની સાલમા આમરે ૫૦૦ માણસોને આરામ થયેલ છે

**ચદ્રપ્રભા રસની શીશી ઔસ ૧ ની કીમત રૂ૦ ૧-૮-૦**

**વડવાનલ રસ તોલા ૧ ની કીમત રૂ૦ ૦-૮-૦**

બહારગામના ઓર્ડરોપર પુરતુલક્ષ આપી વી પી થી મોકલીએ છીએ, પોસ્ટેજ જુદુ

બનાવનાર,

વૈદ્ય ત્રીકમજી હરિરામ રાસ્તે,

કચ્છ ભુજપુર

દવા મળવાના ઠેકાણા,

વૈદ્ય ત્રીકમજી હરિરામ રાસ્તે

કચ્છ ભુજપુર દવાખાનામા

વૈદ્ય જગજીવન હરિરામ રાસ્તે

કચ્છ ભુજપુર દવાખાનામા

મી અમરશી બીમજીની કપની

જુમામસજીદ મારકેટ, મુબઈ ન૦ ૨